કાળીદાશ ક્રીધો, ક્રીધો કાળીદાસ કવિ;
થયો પંડીત અનુભવી, જગતમાં જાહેર;
ઓમા જગતમાં જાહેર, જાહેર જીભે લખવી,
પડયો પ્રકાશ ઉગ્યો રવિ, એવી તું કાળી;
ઓમા એવી તું કાળી, કાળી પાવાવાળી,
પડે સંકટે આવે ચાલી ભજું મહાકાળી ચોક ૩
છોડાવો કુસંગતી, ઓમા છોડાવો કુસંગતી,
સંગતીથી થયો નિરાશ, હારી હવે આવ્યો તમારી પાસ;
કહેવાયો તારો, ઓ મા કહેવાયો તારો, તારા દાસ
તણો છું દાસ, કરી મેર દ્રષ્ટી પુરો મારા આશ;
અમીચંદ સ્મરે, ઓમાં અમીચંદ સ્મરે, મા,
સ્મરે માહાકાળી, ચોક ૪

## છંદ ૨૦

### રાહ ભજનની.

માની વાડી બની ગુલજારે, મહીં ખીલ્યાં ફુલ અપારે,
લો ખસબો ખપરવાળી, કરી યુકતી ગયો છે માળી;
ભરી કમાન ઉપર જાળી, મોગરાની ખુશબો ચાલી.

### ગઝલ.

તરેહ તરેહના પુલ ખીલ્યાં, તેની બની ઘટા ઘનઘોરે;
નારંગી ગુલબાસ ગલગોટા, ગજ વેલી ખુબ જોરે,
મારી મા બની ઘટા ઘનઘોરે.

તનમનીઆ ત્રણ પાંખડીઉં, મા બહેકી રહ્યા ડમરોરે;
નાફરવાની ગુલ્લાલા ખીલે, ખીલી રહયો છે મોહોરે,
માએ સજ્યા સોલે સણુગારે, નનોમો કાજળ સારે,
માની વાડી બની ગુલજારે;—ચોક ૧
જુઇજાઇ ખીલી ગજવેલી, જાસુસ સેવટી ચંપેલી,
બીલપત્ર મોહનવેલી, માલતી ખીલી સાહેલી.

## ગઝલ.

પારજાતીક ધંતુરો તુળશી, બીલપત્ર બીરાજે; મારી–મા
અઘથીઓ ઉમડો કડીએ, તે પણ શોભે આજે;
કેસુડી પદ્મ કમળ કાળાં, રાખો ભગતની લાજે; મારી–મા
ફુલતણી કહીં શોભા ન જાએ, કરજો ભગતના કાજે.
કહુ ફુલજ ન્યારે ન્યારે, ચંપાની હારો હારે;
માની વાડી બની ગુલજારે—ચોક ૨
બારમાસી બોરીઆ રાતા, દાવડી કરેણુ મદમાતા;
સદા ગુણ તમારા ગાતાં, થાય દરશનથી સુખશાતાં

## ગઝલ.

લાલ લીલ પીળા સફેત કાળાં, પંચરંગ મીલાઉં, મારી–મા
અરે અરે અંબા અલબેલી, સદા તેરા ગુણ ગાઉં.

સમી સહેત કમળ કસુંબો, વાડીમાં સોહાઉં મારી મા—મા
જમાલ ગોટા જોઈ હરખે મન માહારૂ, માને શીષ નમાવું
છે જગત આધારે, હું કહું મા વારંવારે;
માની વાડી બની ગુલજારે—ચોક ૩
ખુબ ખીલી વાડી અનમુલે સુરજ ફુલ વચે ઝુલે.
છે સુવાવેળના ફુલે, માસી અરજ કરો કબુલે,

ગઝલ.

શતપત્ર કમળ કેવડો, બેઠી રહયો અપારે;
આપ નીરંજન ઘટમેં રહેતી, ભમર કરે ગુજારે,
આવિ રહિ દાડમ કળી; માને ગળે ગુલાબનો હારે,
ભુખણદાસ ગયે ચુનીલાલ, તે આવ્યા તારે દ્વારે,
અમીચંદ છંદ તૈયારે, થઓ મા તારે આધારે
માની વાડી બની ગુલજારે—ચોક ૪

---

## છંદ ૨૧.

જે માણુસ પોતાના સ્વાર્થ સારૂ જીવની ઘાત કરતાં
ડરતા નથી તે વિષેનો છંદ.

(માની વાડી બની ગુલઝારે, એ રાહ.)

જીવ તું ચાલ જરારે વિચારી, તારે સ્વારથે ઘા કરે કારી,
મતલબ કરવા દયા નહીં લાવે; જાણી સમજી બીજાને ફસાવે

ચોરી લાવી એરણુ પચાવે. સોયના દાનથી પાપ ન જાવે,

ઝુલ.

સ્વાર્થને સારૂ જુઠુ બોલી કરે પોતાનું કામ,
બકરાનો ભોગ સૌ કોઇ દે છે નહી લે વાઘનુ નામ
મારે ભરોસાવાળાને ભારી, તારે સ્વાર્થે ઘા કરે કારી.
ચોક ૧

રૂપીયા સારૂ સોનુ નુકશાને, કરવા સ્વારથ પાપ ન જાણે,
જીવતું જાણુ હોય કે અજ્ઞાને, કર્યા કર્મ ભોગવવા પ્રમાણે

ઝુલ.

લાંચ ખાઇ જુઠી સાખ પુરે હીંમત રાખી મંન,
સાચો જુઠો સાખથી થાએ હાકમ દેવે દંડ ૦॥
જીવતું જેની મનમાં ધારી, તારે સ્વાર્થે ઘા કરે કારી,
ચોક ૨

કરવા સ્વાર્થ પોતાના કામે, કરે દેવ દેવી બદલામે,
પુત્ર માંદો સાજો થાય આરામે, હું તો બકરો ચઢાવું તારે ધામે

ઝુલ.

આયુષ્ય હોયતો ઉઠે જીવતો મટી જાય સૌ રોગ,
જીવતા જીવ બકરાને મારી મીઠ્ઠા આપો ભોગ,

હત્યા કરી આ અણુવિચારી, તારે સ્વાર્થે
ઘા કરે કારી. ચોક ૩
માતા સચરાચરમાં વ્યાપી, કરે હીંસા તે જાણુવો પાપી.
કરો ભગ્તી મન સ્થીર સ્થાપી, આવ્યા કષ્ઠ નાંખે મા કાપી.

ઝુલ.

સચરાચરમાં માને ગણ્યો તો દુખાય માનું મન,
અજ્ઞાની જે સમજે નહી તેને સમજાવો ભગ્તંન;
રમે ઘટઘટ ખપર ધારી, તારે સ્વાર્થે ઘા કરે કારી;
ચોક ૪
સમજી કરશો નહી હત્યાયે જેનું જાય તે કરે હાયહાયે,
કરશે માજી દ્વારે હત્યાયે, તેથી પાપ થાય અસંખ્યાયે.

ઝુલ

ફળ પુલ નીવેદ ચઢાવો ઘાટડી સોળ સણગાર;
મન માન્યા કામ કરશે માજી ખુશી થઇ અપાર,
અમીચંદ કે ચાલો સંભારી, તારે સ્વાર્થે ઘા કરે;
કારી. ચોક. ૫

———o———

## અહિંસા વિશે છંદ ૨૨

જીવ તું ચાલ જરા વિચારી એ રાહ.

શાકુન જનને સમજીને લેવું; વ્હેમી સમજે તો સમજાવી કહેવું,
મૂળ એક માલિકની છાંયા, એક થઇને અનેક બનાયા;
શક્તિ રૂપે વસે મંમાયા, શક્તિ વિના બને નહિ કાયા;

ઝુલ.

વ્હેમ છોડી મત મૂકી માનો શિવ શક્તિ છે એક,
એક થડને અસંખ્ય ડાળી પકડી રાખો ટેક;
ભિત્તર સમજી ધરી ધ્યાન રહેવું, વ્હેમી સમજે. ચો૦ ૧

માલિક સઘળાંનો આત્મારામ, શક્તિ વીના નથી સુનો ઠામ
પશુ પક્ષી જીવો તમામ, મોક્ષ જાવા ઘણી રાખે હામ.

ઝુલ.

બિકટ માર્ગ માલિકનો દેખો, જુઓ લાંબી ખજુર,
ઉપર ચડે તે તો રસ ચાખે, ભોંય પડે ચકચુર;
તેથી ગુરૂનું જ્ઞાન લેવું, વ્હેમી સમજે. ચોક ૨

પાપ પુન્ય સમજાવે ગુરૂ જ્ઞાની, કોઇનું મન દુખાવવું
નહિ લ્યો માની;
મન દુઃખાએ પાપ લ્યો જાણી, મન રાજીથી પુન્ય
લ્યો માની.

ઝુલ.

કસાઈ કર્મ ઘણું કસાઇ કરતો રાખી મન અભિમાન,
એક સમે ઘા પડયો હાથપર ઘણો થયો હેરાન;

પડે પીડા દુઃખ કેમ સ્હેવું વ્હેમી સમજો૦ ચોક ૩
કસાઇ પસ્તાઇ કરે વિચારે, ઘણા જીવને મેં કીધો પ્રહારે;
પડયું દુઃખ હશેરે અપારે, રડે પસ્તાઇ વારંવારે;

ઝુલ.

નિર્મળ મન કરી લિન થઈને ધરી બેસો એક ધ્યાંન.
પ્રાણીમાત્ર હિંસા નવ કરશો ખુશી થશે ભગવાન.
કસાઈ સ્વર્ગે ગયો શાસ્ત્રે કે'હું, વ્હેમી સમજો૦ ચોક ૪
હલકી વર્ણ હિંસા ઘણી કરતા તેમાં ઘણા ગયારે સુધરતા,
પહેલાં બોકડાનો ભોગ ધરતા હવે કાન કાપી મૂકે ફરતા.

ઝુલ.

મતિયા તો મત મૂકે નહીં મારી કુળ દેવી દુભાય,
સમજુ પુરૂષ તો સમજી બેઠા નહીં કરવી હત્યાય;
વેર બાંધી પેલે ભવ સ્હેવું, વ્હેમી સમજો૦ ચોક ૫
કુળ દેવી દીન દયાળે, એતો સૌની કરે પ્રતિપાળે
બીને રૂઢી માર્ગે ચાલે, આદ્ય શક્તિ સર્વ જીવમાં મ્હાલે

ઝુલ.

શક્તિ રૂપે રામ રમે સર્વમાં કેમ કરી ઘા થાય,
પશુ જીવની હીંસા કરે તે અજ્ઞાની કહેવાય
અમીચંદ કહે દયાદાન દેવું, વ્હેમી સમજો૦ ચોક ૬

## છંદ. ૨૩.

મારી અરજ સુણો અંબામાં ખપ્પરવાલી એ રાહ.

મહાકાળી દયાળી, સુરત શહેરમાં ગાજે;
આવી પાવાગઢથી, ધીઆ ફલીએ બીરાજે,
તારાં દર્શણ કરી પ્રસન્ન થયું મારૂં મને;
સજી સોળે સણગાર, બેઠા સીંહાસને,
માની જમણી બાજુ, નરસીંહ આપ ત્રીભોવને;
માની ડાબી બાજુ સીરોઇ માતા પ્રસન્ને,
ઝાડ ઝુમર હાંડી તકતાં સજ્યા સૌ સાજે;
આવી પાવાગઢથી ધીઆ ફળીએ બીરાજે,
ચોક ૧

તારા સેવક પારવતીશંકરના બે બાલે,
મોટા નાનાભાઈ મગનભાઇ સંપથી ચાલે,
કરે પુજા આરતી માને કરે સવાલે,
મારી તુંહી તુંહી વાલી સદા લેજો સંભાળે;
માના છંદ કરવાનો હુકમ થયો મને આજે,
આવી પાવાગઢથી ધીઆ ફલીએ બીરાજે.
ચોક ૨

તમે આપે કરતાં આપ, આપમાં રહેતાં,
નહિ સમજે મુર્ખ તે હું કરૂં હું કરૂં કહેતાં;

બળ બુદ્ધિ રૂપે ઘટઘટમેં જ્ઞાન દેતા,
કંઇ અજ્ઞાની કડી ચોસી ચુન ચુન લેતાં;
કડી છાપ ફેરવેથી નહિં થાએ કાજે;
આવી પાવાઘઢથી ઘીયા ફૂળીએ બીરાજે;
ચોક ૩

તારા ભક્તનને તારા દર્શણુથી સુખ થાએ,
તમે કંસારાની કુળ દેવી સદા ગુણુ ગાએ;
તું તો ભકત આધીન સઉ જગતની છે માએ,
**અમીચંદ** સેવક તારો છંદ કરી ગુણુગાએ;
મારે અંબા કાળી એક અખંડ કરે રાજે,
આવી પાવાઘઢથી ઘીયા ફૂળીએ બીરાજે.

ચોક ૪



## છંદ ૨૪.

રાહુ—ઉપરની.

આવો આવો મહાકાળી આપો મને દરસને,
પ્રેમ ભક્તિએ ભજું ભગવતી થાએ પરસંને;
જગ માતા જનુની તમે જગતના કરતાં,
આપ બેઠે સીંહાસન સોળે સણુગાર ધરતા;
પગ પાયલ પાવડી પેરી ખપર લઇ ફરતા,
મુખ અહો અહો કરી શત્રુના પ્રાણુજ હરતા;
મહાકાળી મહાલક્ષ્મી એક અંબા ભોવને.
પ્રેમ ભક્તિએ ચોક ૧

નથી અંતર મારે એક શકિત એક એક,
કીધા અનંત કામ તેવા નામ તારા અનેક;
જોયા વેદ શાસ્ત્ર બહુ પોથી પુરાણ છેક,
તુંહી તુંહી આત્મારામ રાખો મારી ટેક;
એક જાણી આણી પ્રેમ નીસદીન કરૂં વંદને.
પ્રેમ ભકિતએ ભજુ ભગવતી ચોક ૨

મારી અસંખ્ય દૈત દળ રોળી ચારો ચરતી,
બહુચરી દૈતને નામ બહુચરામાં ધરતી;
કાળી થઇ વીકરાળી રકતબીજને હરતી,
મારી દઇત દેવને સદા તું રક્ષણ કરતી;
તું તો કાળી દયાળી દયા કરો ભક્તને,
પ્રેમ ભકિતએ ભજુ ભગવતી ચોક ૩

હું તો પામર પ્રાણી શું કરૂંને કયાં જાવું,
જયારે પડે દુઃખ ત્યારે તારી પાસે આવું;
તારૂં ધ્યાન ધરી એક ચીત્તે છંદજ ગાઉં,
મારૂં દુઃખ જાએ થાયે સુખ પુરણ પદ પાવું;
અમીચંદ કે, રાખો સુખી તંન મંન ધને.
પ્રેમ ભકિતએ ભજુ ભગવતી ચોક ૪



## છંદ ૨૫.

(વાઘેશ્વરી માતાનો છંદ રાહ ઉપરનો)

મારી માજી વાઘેશ્વરી હાથ જોડી કહું તમને;
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને,
અમે બાળક પશુ અજ્ઞાન આસરો તારો,
આવી અરજ કરી કહુ નીર્ધનીઓ નોધારો;
મારે નથી કોઇની આશ દાસ તમારો,
આપો રોજી રજક બળ બુદ્ધિ પુત્ર સંભારો;
હું હરઘડી કરૂં સમરણ આવી લાગું નમને;
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને. ચોક ૧
અમે તારા નામની ઢાલ આયફતે ધરીએ,
કરી સહસ્ર નામે સમરણ માત સમરીએ;
નામ એક રૂપ અનેક માત બૈચરીએ,
જેવા કામ કરે નામ પડે ભગત કાન ધરીએ;
રાખી ભાવે ભજો ભગવતી જવાબ દે જમને,
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને. ચોક ૨
હળી મળી મનસુઓ કરી આવ્યા છંદ ગાવા,
કરી ભક્તિ ભજી ભગવતી પુર્ણ સુખ પાવા;
અમે અઘોર પાપી આવ્યા કરી કાવાદાવા,
મેં કરી દેહ ધારણ ત્રીવીધ તાપ શમાવવા;
મારે એક નામની આશ જાવું કાં ભમને,
કરી કૃપા કરણા લાવી બુદ્ધિ દો અમને. ચોક ૩

આપો જ્ઞાન ધરી માગું મુકિત ફળ આજે,
તમે બુદ્ધિ રૂપે આવી સિદ્ધ કરો કાજે;
તમે સચરાચલમાં વાપી ઘટ ઘટ કાજે,
ભકતની આસ પુરી રાખો છો લાજે;
કહે અમીચંદ મા નથી જવાનો ભમને,
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને.
ચોક ૪



## છંદ ૨૧.

રાહ ઉપરની

(ગાતા અશુદ્ધ બોલાય તેની સ્તુતિનો છંદ.)
જરા અરજ અમારી સાંભળોને મારી મૈયા;
તમે જાણો છો પણ માને કહેવું લાગી પૈયા,
મેં તો ગાયા છંદ આનંદે હરખ નહિ માયે;
થઇ પ્રસન્ન રહો સરસ્વતી આવી જીંહ્વાએ,
લાગી માજી નામની ધુન ભગત મન ભાયે;
જેમ શુરો ચઢે રણશૂર સહસ્ત્ર પડે ઘાએ;
તેમ તે વખત નહિ રહે ભાન અશુદ્ધ ગવૈયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.
ચોક ૧

નથી ભણ્યો વ્યાંકરણ પીંગળ કવિતા જાણી;
નથી કર્યો અભ્યાસ વંચકનો મા લો જાણી.
મારૂં ગાંડું ઘેલું બોબડું બોલાય બે ભાની,
લાગી માજી ધુને બોલાય ન બોલું જાણી.
નથી તમને અજાણ્યું સઘળું જાણી રહૈયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.
ચોક ૨

કરી ભકિત માતા છંદ વરસ થયા અડતાલીસે,
સંસારી સુખ તમે ભાવે કર્યું બક્ષીસે.
સદા મહેર કરી રક્ષણ કરજો હરનીશે,
હાથ ઝાલ્યો તો પાર ઉતારો કહું નામી શીશે.
મારા અવગુણ કરજો દુર દયાળી હૈયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.
ચોક ૩

નથી વાણી પાણીનો પાર તમારે મને સ્હેલું;
તમે બુદ્ધિ રૂપે બોલાવો કાલુ ઘેલું.
કરી રક્ષણ રખાવે, સ્થીર મન મારૂં પહેલું,
તમે પ્રેમ ભકિત જોઈ કામ કરો મા વહેલું,
કહે અમીચંદ મા તું તો મારી ગવૈયાં,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા ચોક ૪

## છંદ ૨૭.

મારી અરજ સુણો અંબામા બહુચર બાળી
મહા લક્ષ્મી મારી માત કરો રખેવાળી.
માનું તપ્ત દેખી ફાંકડું કે અપરંમ પારે.
માએ નખશીખ સજ્યા સણુગાર ગળે બીચ હારે.
હાથે કડાં સાંકળાં રત્ન મણી ઝણુકારે.
ગાએ જડી દંતપર રેખ કરે ચમકારે
ઘુમ છનન છનન બાજે પાઉ પાએલ ધમકારે,
શીર મુગટ છત્ર ઓર નેનોમેં કાજલ સારે.
દામણી દુલ અકોટી નાકમેં વાળી; મહાલક્ષ્મી ચોક-૧
હું ભુલ્યો ભટકતો આવ્યો તમારે દવારે.
માને દંડવત પ્રણામ કરૂં નમસ્કારે.
તું આદ્ય શકતી મંમાયાનો અવતારે,
કીઆ સ્વર્ગ, મૃત્યુ પ.તાળ કે નવલખ તારે.
તું નિર્ધનીઆ નોધારાની આધારે;
તે જળસ્થળ, મેરૂં પ્રગટ કીએ સંસારે,
બનબનમેબનસ્પતીખીલરહી હરીઆલી મહાલક્ષ્મી-૨
જીવ જંતુ પશુ પક્ષીની કરો બરદાસે,
તું ઘટઘટ વ્યાપક આપરૂપ પ્રકાશે.
હું અજ્ઞાની અપરાધી તમારો દાસે,
જુવો મેહેર દ્રષ્ટિ મારૂં પાપ પ્રલેકાર થાશે,

તારૂં નામ ગરીબ નવાજ પુરો મારી આસે,
કરગરી માંગું કંગાળ તમારી પાસે;
મારા મનના મનોરથ પુરોની ખપરવાળી.
મહાલક્ષ્મી—ચોક ૩

આજ આનંદ ભયો તેરે દરશનથી સુખ પાયા,
થયું પાપ નિવારણ નિર્મળ હો ગઈ કાયા;
કહે મહારાજગીર મોહ મત્સર છોડી માયા.
કામ ક્રોધ તજી તેરે નામસે ધ્યાન લગાયા;
સંવત ૧૯૨૬ મે છંદ બનાયા,
ભાદરવા સુદ આણુંદ ચઉદશે ગાયા;
કહે અમીચંદ મા પાર ઉતારો હાથ ઝાલી.
મહાલક્ષ્મી—ચોક ૪



## છંદ ૨૮. ધરતી કંપારો.

(મારી અરજ સુણો એ રાહ.)

એ જગત જનુંની થયો ધરતી કંપારો જ્યારે,
મા જળ સ્થળ મેરૂં ખભળી ઉઠયું સંસારે;
સંવત ૧૯૨૭ મે સંસારે થયું ચહ મોટું,
મહાસુદ નોમને સોમવારે.
તમે આપી ચેતવણી નહી ચેત્યો સંસારે;
થયો ધરતી કંપારો દસેમને સોમવારે.

થઇ દોલમ દોલા પૃથ્વી અપરંપારે,
તમે લીધો બચાવી જગત સકળ સંસારે,
રાતે નવ કલાકનો આશરો થયો હતો જ્યારે.
મા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયું સંસારે.

ચોક ૧

કોઇ બેઠો ને કોઇ સુતો કે ઘર માંરૂ હાલે,
કોઇ કરે મનસુબો માળ ઉપર ચોર ચાલે;
કંઇ નાઠી સ્રીઓ ના લીધા પોતાના બાળે,
કોઇ કે ભુત દોડે ને કોઇ કહે ગાડી ચાલે;
જોઇ ધરતી કંપોરો ને પડી પેટમાં ફાળે,
તું અંબે દયાળી લીધી સૈની સંભાળે;
સુણી ધરતી કંપારો ને થયા સઉ નાચારે,
મા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયું સંસારે.

ચોક ૨

હાલી અરાઢ ભાર વનસ્પતી બડી ઘન ઘોરે,
બેઠે પંખી ઉડે ખુબ થઇ રહી સોરમસોરે;
બોલે મેના પોપટ ચીબડી બોલે ચીકોરે,
પડી વડ વાઘણુ તલવળતી કરે ખુબ સોરે;
બોલે લાલમલ હીરામલ કાકા કઉવા મોરે,
બોલે વાણી મધુરી કોએલ કરે ખુબ સોરે;
ડોલ્યા પાહાડ પર્વત વહાણુ ડોલ્યા પાણી મોજારે,
મા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયું સંસારે.

ચોક ૩

જોઇ ધરતી કંપારોને પડયો સઉને ત્રાસે,
છાતી ધડકે ને વાતો કરે ઉભા સઉ પાસે;
કોઇ કે માજીનો રથ ગયો આકાશે,
કોઈ કહે એક દીન એમ પૃથ્વી બુડી જાશે;
ગયે મહારાજગીર ભુખણદાસને તારી આશે,
કહે અમીચંદ મા મને તારો વીશ્વાસે;
રાખો તન મન ધનથી સુખીઆ અપરંપારે,
મા જળ સ્થળ મેરૂ ખળભળી ઉઠયું સંસારે.
ચોક ૪



## છંદ ૨૯

(મારી અરજ સુણો અંબામાં બહુચર બાળી એ રાહ)

મેં માજી નામસે જપતા ફરતા માળા,
મેં માજી નામસે સદા કરૂં મતવાલા;
મેં માજી નામસે ગર્ભે ધ્યાન લગાયા,
મેં માજી નામસે ઉદરસે બહાર આયા,
મેં માજી નામસે દુધ સકર ખુબ ખાયા,
મેં માજી નામસે બાલપણે સુખ પાયા;
મેં માજી નામસે ઓઢે શાલ દુશાલા,
મેં માજી નામસે સદા કરૂ મતવાલા. ચોક ૧

મેં માજી નામસે વિદ્યાભ્યાસ કરતા,
મેં માજી નામસે ઉદ્યમ કરી પેટ ભરતા;
મેં માજી નામસે દુર દેશાવર ફરતા;
મેં માજી નામસે મંત્ર કરી ધ્યાન ધરતા.
મેં માજી નામસે ગુરૂ કરી પીયા પ્યાલા;
મેં માજી નામસે સદા ફરૂં મતવાલા. ચોક ૨

મેં માજી નામસે નીરલેપત થઇ રહેતા,
મેં માજી નામસે મન વાંછીત ફળ લેતા;
મેં માજી નામસે સંકટ પડે તે સ્હેતાં,
મેં માજી નામસે જ્ઞાન કથી બોધ દેતા;
મેં માજી નામસે લીધા જ્ઞાનકા પ્યાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતવાલા. ચોક ૩

મેં માજી નામસે દેખા રૂપ તદ રૂપે,
મેં માજી નામસે દેખા નીરંજન ભુપે;
મેં માજી નામસે દર્શન કરી રહ્યા ચુપે.
મેં માજી નામસે મતલબ કરી ગયા છુપે;
મેં માજી નામસે ગાઇ અમીચંદ ચાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતવાલા. ચોક ૪

——:૦:——

## છંદ ૩૦.

### મધ બીંદુના છંદની રાહ.

માજી જોતા જાણ્યું, મેં કાળ જગતને શીરે.
જોવા ચર્ચા રાજા નગર માંહે ફીરે,
પાળે દયા ધર્મ દે દાન આણી ઉલ્લાસે.
ભાંગે દુઃખીઆરાનું દુઃખ શહેર તપાસે.
ફરે નીર્ભય થઈ, નથી માથે કોઇનો ત્રાસે,
જોઈ નગર નીસર્યો બહાર નથી કોઈ પાસે.

### ઝુલ.

નગર બહાર રાજા ફીરે ગુણવંત ગુણી જન,
કોતક દીઠું કારમું વીચાર કરે છે મન.
જોવાને રાજા ઠરી ઉભો રહયો સ્થીરે,
જોવા ચર્ચા રાજા નગરમાંહે ફીરે, ચોક ૧
દીઠું સુંદર સરોવર ઠંડી ઠંડી ચાલે લહેરે,
જોયા એક એકના શત્રુ રાખે તે વેરે,
એક બકરાને વાંદરે ઝાલ્યો રાખી ઝેરે,
મારી ફાળ ઉછળતો વાઘ વાંદરને ઘેરે.

### ઝુલ.

સીંહ દોડતો આવ્યો મુકી વાઘ પર દોટ,
થાપટ મારી પાડયો મુખમાં ઘાલી કોટ,
દેખીને રાજા થર થર ધ્રુજે શરીરે,
જોવા ચરચા રાજા નગરમાંહે ફીરે. ચોક ૨

મારી રઇયત બાપડી બકરા જેવી કહાવે,
વાંદર રૂપી ફોજદાર તેને દબાવે.
વાઘ રૂપી વજીર કરી ત્રાસ અમલ બજાવે,
સીંહ રૂપી રાજા મારી આણુ અંદર સહુ આવે.

ઝુલ.

રઇયત ડરે ફોજદારથી ફોજદાર શીરવજીર.
વજીર ડરે છે રાયથી, નહી ધાક રાયને શીર,
રાજા કહે આખર મરવું કાળ માહરે શીરે.
જોવા ચરચા રાજા નગર માંહે ફીરે. ચોક ૩
આવ્યો વઇરાગ મનમાં રાજા છોડી રાજપાટે.
આ સીંહને બંદુક મારે જશે જમ હાટે,
રાજ છોડી ગયો વનવાસ એકલી જાતે.
છે: જીવે જીવનો કાળ મુર્ખ હરખાતે.

ઝુલ.

હે શ્વાસો શ્વાસ વાઘ ઉઠયો એ વાઘ નહિ મહા:કાળ
સીંહને શીયાળનો કોળીયો મારી રૂપ પર ફાળ.
બચે કહો કોણ ભક્ત રાખી રહે ધીર
જોવા ચર્ચા રાજા નગર માંહે ફીરે ચોક ૪
થયું જ્ઞાન રાજાને સતગુરૂને જઇ શરણે,
શુદ્ધ મનથી બોલ્યા ગુરૂને લાગી ચરણે,
દેહ નથી મરી થયું નક્કી અંતઃકરણે,
ગુરૂ મંત્ર મળે થાય અમર ભાંગ્યો બે મરણે,

ઝુલ.

કરમ ભી બાળ્યા વીના ન થાય આત્મ સુદ્ધ
અજર ઝરે ગુરૂ મળે, તો ઝટ ઉઘડે બુધ,
આનંદમાં રહીને અમીચંદ ચડે ધીરે ધીરે,
જોવા ચર્ચા રાજા નગરમાંહી ફ્રીરે ચોક–૫



છંદ ૩૧.

મધબિંદુ સંસારનો.

(મારી અરજ સુણો અંબામાં એ રાહ.)

મ રા સાચ્ચા ગુરૂ અંબામાં ગુણ ગંભિરે,
મેં તો સાંભળ્યાં શબ્દ ગંગાજળ નિર્મળ નિરે,
એક દ્રષ્ટાંત સુકી કહું મધ બિંદુ સંસારે,
એક ફરતો મુસાફર જંગલકે મોઝારે,
દીઠો ગજ આવતો પુંઠે કરતો કુંકારે,
ગભરાઇ ચડયો વડ ઉપર કરતો વિચારે.

ઝુલ.

તલપી ગજ ત્યાં આવ્યો, ભીડી વડ શું બાથ;
મુસાફર ગભરાય ઘણું ત્યાં નથી કોઇ સંગાથ.
બીએને એનું થર થર ધ્રુજે શરીરે, મેં તો;
સાંભળ્યા ચોક–૧

એ જુઓ તમાસો સાંભળો સુરતા રાખી,
ભીડી બાથ ઉખેડી વડને દીધો નાંખી,
વડ નીચે હતી એક વાવ સત્ય કહું ભાખી,
ડાળીએ હતો મધપુડો અસંખ્યા માખી.

ઝુલ.

મુસાફર લટકી રહ્યો, ઝાલી વડ ડાળી;
મુળી પકડી વડની, રડે આંશુ જાય ચાલી,
જુવે તો નીચે અજગર નહીં રહે ધીરે,
મેં તો સાંભળ્યા ચોક—૨

મોં પહોળું કરી જુએ અજગર જીવનો કાળો,
જો પડે મુસાફર ઝડપી મોંમા ઘાલે.
એક બીજું કૌતુક દીઠું મુસાફર ભાળે,
બે ઉંદર કાતરે જે પકડી છે ડાળે.

ઝુલ.

કાળો ધોળો ઉંદર બે કાપે વડની ડાળ;
દુઃખ દરિયામાં ડુબીયો, પડી પેટમાં ફાળ,
તુટે તો મૂળી અજગર ખાશે શરીરે,
મેં તો સાંભળ્યા ચોક—૩

પડયું મધ બિંદુ મધપુડામાંથી જ્યારે.
મોં પહોળું કરી મધ બિંદુ ઝીલે ત્યારે,
છે નીચે ઉપર કાળ કરો વિચારે,
તમે સમજો સર્વ જન મધ બિંદુ સંસારે.

ઝુલ

સમજે મુસાફર મનમાં, વડ મૂળી કતરાય;
તુટે પડીશું વાવમાં તો નક્કી અજગર ખાય,
સમજે પણ જીવે મધમાં મોહ રાખી ધીરે,
મેં તો સાંભળ્યા–ચોક. ૪
વડ મુળી આવરદા દોરી સર્વ લ્યોને જાણી,
કાળો ધોળો ઉંદર રાત દીવસ લ્યોને માની.
અજગર રૂપી છે કાળ સમજો સૌ પ્રાણી,
આ દ્રષ્ટાંત મુકી સમજાવે છે ગુરૂ જ્ઞાની.

ઝુલ.

સંસાર દુઃખનો દરિયો, સુખ સ્વપ્નાને સમાન,
મધબિંદુ મુખમાં રહ્યું, નીકળ જાયગા પ્રાણ.
ફરે છે સદા કાળ સર્વને શિરે,
મેં તો સાંભળ્યા–ચોક. ૫
બાંધી દોરી આવરદા આવ્યા સૌ સંસારે
રાત દિવસ કાતરી દોરીનો લાવે પારે.
એમ કરતા આવરદા દોરી ટુટે જ્યારે,
જીવ જશે એકલો છોડી સર્વ સંસારે

ઝુલ.

કાળ કરશે કોળીઓ અણચિંતવ્યો એકવાર,
અસાર વસ્તુ છોડજો સંઘરો વસ્તુ સાર.
સમજ્યા તે બેઠા અમીચંદ ઠરી રહે સ્થિરે,
મેં તો સાંભળ્યા શબ્દ ગંગાજળ નિર્મળ નીરે.

## છંદ: ૨૩.

### લાવણી જુના રાહની

બેઠે સિંહાસન, અંબામાં ખપ્પરવાળી;
તારા નામની પકડી ઢાલ, આપો દર્શણ દયાળી
સજે સણુમારે, ચત્રભુજ ત્રીશુળધારી;
પાઉ પાએલ કરે ઘમકાર કમર પટો છે ભારી,
ગળે બીચ હારે, રહયા રત્નમણી ચમકારી,
તારી લીખલીખ જાઉં બલીહારી શીરપર મુગટ છે ભારી.

### ઝુલ.

હીરા રત્નમણી જળકી રહયા, હુવા ચંદ્ર સૂર્ય પ્રકાશ,
ફુલવાડી ખીલી રહી, ઉડી ચંપાની ખુબ વાસ
એવી તારી શોભા મુકીને નહીં જાઉ ચાલી,
તારા નામની પકડી ઢાલ, આપો દર્શણ દયાળી.
ચોક. ૧

ચૌદ લોક કીધા, તેના જુદા જુદા છે ધામે,
અતળ વિતળ નિતળ સુતળ તળાતળ નામે.
રસાતળ મહાતળ એવા એવા કીધાં તે કામે.
એ સાત લોક પાતાળ તેના કહ્યાં મે નામે.

ઝુલ.

સાત પાતાળ રચ્યાં તમે, તેના ગુણુ ગાઉ મા આજ;
સાત લોક બીજા કહું, મારી રાખો અંબામાં લાજ.
અંબે દયાળી, સંખનપુર બહુચર બાળી;
તારા નામની પકડી ઢાલ, આપો દરશણુ દયાળી. ચોક ૨

ભુરલોક પેહેલું ભુવર લોક તો બીરાજે,
સ્વરલોક છે મહાલોક, જનલોક તપલોક ગાજે.
સાતમાં સત લોક સૌની રાખો તમે લાજે,
ઘટ ઘટ વ્યાપી મા તું, શક્તિ રૂપે બીરાજે.

ઝુલ.

ચઉદ લોક સ્થાપ્યા તમે, તારી સઘળે ફેલાઇ મા આણુ;
શકિત વિના સુનો ઠામ નહીં, તારા શા શા કરૂં વખાણુ.
જુઓ મ્હેર દ્રષ્ટિ, ચાકરપર ચાચરવાળી,
તારા નામની પકડી ઢાલ, આપો દર્શણુ દયાળી ચોક ૩

અરે અંબામાં, ચાકરપર રીશ નહિ કીજે,
દાસ જાણીને દરશણુ દો, ભુલચુક સંભાળી લેજે.
આખરની ઘડીએ, તું વીના વાલી નહિં બીજે,
ત્રણુ ભવની ખબર તમે આપી, આવ્યો છું જવું ભવ ત્રીજે.

ઝુલ.

અલ્પ આયુષ્ય આવી રહ્યું, પડીશ લક્ષ ચોર્યાશી માંહી,
જમ બાંધી મારશે જીવને, તે કેમ સેહેવાશે તહી.
અમીચંદ કહે છે, ઉતારો પાર હાથ ઝાલી;
તારા નામની પકડી ઢાલ આપો દર્શણ દયાળી. ચોક ૪



છંદ ૩૩.

ઉપલો રાહ

ચઢી રણ સુરે, બનિ અંબામાં વિકરાળી;
ખપ્પર ભરવાને કાજ રાવણ મારવા ચાલી.
કરી છાયાં રૂપ, સીતામાં ધર્યું નામે,
પરણ્યા દશરથ સુત રામ, કરવા ભક્તનના કામે.
ગયા વનવાસે, છોડી અયોધ્યા નગરી ધામે,
રામ લક્ષ્મણ સીતા માત, કીધો વનમાં વિશ્રામે.

ઝુલ.

બાગ બનાવી ફુલ વાવિઆ, સીતારામ રમે છે ત્યાંય;
લક્ષ્મણ ગયા મૃગ મારવા આવ્યો રાવણ જોગી થઇ તાંહા
સીતામા આવ્યા, ભિક્ષા આપતાં લીધા ઝાલી;
ખપ્પર ભરવાને કાજ ચોક ૧

પાપી લઇ ચાલ્યો, આવ્યો લંકાની માંયે;
રામ લક્ષ્મણ સાંભળી પડયા પૃથ્વી મુર્છાય.
સીતાને સોધે રામ લક્ષ્મણ રડે વનમાંય,
આવ્યા પંચવટી માંએ, વાંદર બેઠા જ્યાંએ.

ઝુલ.

નળ નીળ જાંબુવંત બોધે, હનુમાન સુગ્રિવ વાત,
વાળી વાદર મારો તમે, સોધી લાવું સીતા માત.
સાત તાડ વિંધી, રામે માર્યો વાંદર વાળી,
ખપ્પર ભરવાને કાજ ચોક ૨

સોધે સીતાને હનમંત બીર બડા બંકા,
ગયા સમુદ્ર કુદી પાર મળ્યા સીતા ઘઢલંકા.
ખબર સુણી રામે, લઇ સેન્યા ચડયા અસંખા,
બાંધી પાણી પર પાજ, ઉભા લંકા દઇ ડંકા.

ઝુલ.

વિભીષણ ભક્ત છે રામના, તે તો રાવણ કેરા ભાઈ
ખબર સાંભળી રામ આવ્યા, હરખ્યા સીતા માઇ.
કોપ્યા હનુમાને એક પળમાં લંકા બાળી,
ખપ્પર ભરવાને કાજ. ચોક ૩

મંચાયા યુધ્ધે, લડે રામચંદ્ર મહારાજે;
તોડી લંકા માર્યો કુંભકરણ, આવી ઈંદ્રજીત ગાજે.
લડયા લક્ષ્મણે કીધો ઈંદ્રજીતને પ્રાજે;
હેમઇ રાવણ પાતાળ મારી મકરધ્વજને આપ્યું રાજે.

## ઝુલે

લંકામાં આવી યુદ્ધ માંડીયું અઢાર પદમ વાંદર રામની સાથ
દશ મસ્તક વીશ ભુજા રાવણુ માર્યો મળ્યા રામચંદ્ર સીતામાત.
વિભિષણુ સ્થાપ્યો લંકાની કરો રખેવાળી,
ખપ્પર ભરવાને કાજ ચોક ૪

વિભિષણુ સ્થાપી સીતામાં લીધા સંગે,
રામ લક્ષ્મણુ હનુમાન, ચાલ્યા અયોધ્યા ઉમંગે.
માર્ગમેં જાતાં રહ્યા રાતે વાસો રંગે;
ગયા ફરવા બીર બજરંગ, દીઠો રાવણુ અડબંગે.

## ઝુલે.

સહુસ્ત્ર મુખી રાવણુ દીઠો, હનમંતે જઇને ત્યાંય;
લંકા બાળી રાવણુ માર્યો; ને રામ લક્ષ્મણુ આવ્યા આંય
એવું સુણી બોલ્યો, તારા રામને પટકું ઝાલી
ખપ્પર ભરવાને કાજ ચોક ૫

હનુમાન કહે છે, અલ્યા બોલ મુખ વિચારી
એક મુક્કીએ લેઉં પ્રાણુ, બીજી મારૂં તો જાઉં હારી;
રાવણુ કહે માર ભઇ, રઘુવીર કહિ મુક્કી મારી,
રાવણુને ચઢે જેમ ફુલ, અલ્યા ખા મુક્કી એક મારી.

## ઝુલે.

મુક્કી મારૂં તો મરી જશે, જા કહી મારી એક ધોલ;
ગડદા પેચ થઇ નાશી ગયો, અમીચંદ કહે બોલ્યા બોલ
નાસો રામ નાસો પેલો રાવણુ આવશે ચાલી
ખપ્પર ભરવાને કાજ ચોક ૬

## છંદ ૩૩ મો.

ચાલો ચાલો મહારાજ હાં રહેવાનું નથી કામે;
મેં સહસ્ર મુખી, રાવણુ જોયો તેને ધામે
એવું સુણી બોલ્યા રામ લક્ષ્મણુ બંને ભાઇ;
તમે કેમ શુરવીર થઇ બોલ્યા ગભરાઇ
કહે હનુમંત મેં કંઇક રોળ્યાં રણુ માંહિ;
આવો બળવાન બળીઓ દીઠો ના કાંઇ
હજી સાલે, માહરા હાડકાં પાંસળા ભાઈ;
કહે રામ સીતાને ચલો અયોધ્યા માંહી
કરી ક્રોધ સીતા મા કહે કરૂં સંગ્રામે;
મેં સહસ્ર મુખી રાવણુ જોયો તેને ધામે ચોક ૧
ચાલ બતાવ, ઉઠ મારા માંડી જાયા વીર;
તારા મારનારને મારી આજ પીઉં રૂધીરે.
એમ કહી ચાલ્યા સંગે લીધા બજરંગ બીરે;
લીધા ધનુષ્ય બાણુ હથીઆર, ભાથા ભરી તીરે.
તમે રામ લક્ષ્મણુ બેસો ધરી ધીરે;
એમ કહી ઉભા જ્યાં રાવણુનો પહાડ ગંભીરે.
આઘા રહી બતાવે પેલો જુવો રાવણુ એનું નામે;
મેં સહસ્ર મુખી રાવણુ જોયો તેને ધામે ચોક ૨
કરી ટંકાર; ધનુષનું બાણુ માજીએ લીધું;
સુણી શબ્દ ગયા ગભરાઈ, જગત સહુ બીધું

મારી બાણ, તોડી પહાડ રાવણને દુઃખ કીધું;
થઆ કોટન કોટી રાવણ રણ ઘેરી લીધું.
કર્યો પંચ મુખી હનુમાન બળ બહુ દીધું;
કોપ્યાં ખપ્પર ધારી સ્વરૂપ બીહામણું કીધું.
બેહોઠ જમીન અસ્માન ફાડી મોડામે;
મેં સહસ્ત્ર મુખી રાવણ જોયો તેને ધામે, ચોક ૩
માજી મારે બાણ રાવણને ચાલે લોહિ ધારે;
પડે લોહી રાવણ થઈ આવી માજીને મારે.
ભયંકર સુણી ટંકાર રામ વિચારે;
ચાલો લક્ષ્મણ રણમાં, અબળાના શા ભારે.
થઇ ખબર માને આવે રામ લક્ષ્મણ વારે;
આવું જોશે સ્વરૂપ તો નહીં માંડે સંસારે.
બાંધી ઝોળી પુંઠે હાથ લાંબા કીધા સામે;
મેં સહસ્ત્ર મુખી રાવણ જોયો તેને ધામે ચોક ૪
કરી છ છ મહીનાના બાળ ઝોળીમાં ઘાલી;
કરી ક્રોધ લડે માં ફરે રણ મતમાળી.
માએ મૂખ પસારી માર્યો મોઢામાં ઘાલી;
કંઇ નાઠાને પકડી મૂકે મોઢામાં ઝાલી.
મારી દુષ્ટ, પાપીને રણ કીધું સૌ ખાલી;
ઝોલી છોડી કે નાઠા રામ લક્ષ્મણ ગયા ચાલી.
રૂપવતી; લઈ હનુમાન આવ્યા મુકામે;
મેં સહસ્ત્ર મુખી રાવણ જોયો તેને ધામે. ચોક ૫

ક્રોધ નેત્ર રાતા, જોઇ રામ લક્ષ્મણ ડરીયાં,
જોગ માયાનો અવતાર ખપ્પર એને ભરીયાં,
જોઈ યુદ્ધ, રામ લક્ષ્મણના ગર્વ ઉતરીયાં,
પછે આવ્યા અયોધ્યા માંહી કાર્ય સઉ સરીયાં.
ચાર યુગ મા ધરી અવતાર દેવના દુઃખ હરીઆ,
કહે અમીચંદ માએ માયા કરી રૂપ ધરીયાં.
રાત દીવસ, ફરે માનું ખપ્પર ભરવા કામે,
મેં સહસ્ત્ર મુખી રાવણ જોયો તેને ધામે. ચોક ૬

---

## છંદ ૩૫.

હરી દ્વારકાદાસે ધાયે ભગ્તને ખાતર ડાકોર આયે એ રાહ.
સુર્ય પુત્રી તાપીમાત તમે સાંભળો મારી વાત,
રેલે કીધો છે ઉત્પાત કર્યું બળ ભારી,
આવ્યું બરાનપુરથી પાણી દુનિયા ઉંઘમાં રહી અજાણી;
તેને લાવી ખેંચી તાણી કીધા તારમ તારી.
૧૯ સેં ઓગણ ચાલીસે જેઠ વદ તેરસને દીને,
રેલ પાડતી આવી ચીસે આપો ઉતારો દીન ચાર;
ચાર દીવસ પરોણા રહીશું પાછા આંથી ઉપડી જઇશું
જઇને સમુદ્રમાં મળીશું એ તો નકકી ને નીરધાર.
તાપી માતા સાંભળી કાને આપ્યા રેલને બહુ માને
રહો સુખે કરો મીજબાની કહે વારંવાર,

એવી તાપી તું હયાળી આવે રેલની છોળોચાલી,
એ તો ફરતી મતબાલી નહીં કંઈ કરતી વિચાર.

કેકતો.

સુણુ દેવી જોઇ રેલનું પાણી માત ગભરાણી હવે કેમ કરીએ.
સુણુ દેવી દઠમજલ આવતી રેલને કરતી ગેલ કયાં ઉતરીએ.
સુણુ દેવી કીનારા ભરપુર વાંધ્યું શુર શહેરમાં ફરીએ,
ખાડી કોતરડા ભરાઇ રેલ માતા ઉભરાઈ તે તો કોઇથી ન
રહેવાઈ કરે કીલકારી.

આવ્યુ બરાનપૂરથી પાણી દુનીયા ઉંઘમાં રહી અજાણી,
તેને લાવી ખેંચી તાણી કીધા તારમતારી ચોક. ૧
રેલ તો વ્યાપી ચોગરદમ મુકી સૌની શરમ,
તાપી માતા ખાઇને ગમ બેઠાં આઘા ખસી;
દીઠું વીકરાળ આવતું પાણી, આવી રેલ મેં ન જાણી
કીનારા કરતી ધુળ ધાણી પાણી આવે ધસી,
ચૌદેશે તો બારે બજાર, થઇ રહયો હાહાકાર,
પાણી ચઢતું જાય ઢોકાર લોકો રહયા ફસી,
જે જ્યાં હતું તાંનું તાંહે તે તો પાણીમાં કહાં જાએ,
પાસે હોય તે બેઠા ખાએ, વાતો કરતાં હસી.

કેકતો.

સુણુ દેવી સારા શહેરમાં ફરે ને ચારો ચરે રેલ છે ભૂખી.
સુણુ દેવી આવી દુરથી ખાતી નહીં ધરાતી કરતી બહુ દુઃખી

શુણુદેવી રેલ જાય ત્યાં નુંકશાન ને લેતી જાન નહી કોઇ સુખી,
કંઇ ગામ ગયાં તણુાઇ એની ખબર નહી જણાઈ.
તળીઆ ઝાટકથી વણુાઇ થયા નાચારી,

આવ્યું બરાનપુરથી પાણી. ચોક ૨

સુરત શેહેર ઉઠયું ગભરાઈ રક્ષા કરજો અંબા માઇ,
દુનીયા તમારી કહેવાય કરૂં વિનંતી વારંવાર;
રક્ષા કારણુ આવો તમે હાથ જોડી કહીએ હમે,
રેલ માતા હમને દમે હવે આથી તું ઉગાર.
શક્તિરૂપે રહી તું વ્યાપી ગંગા જમના તું છે તાપી,
૯૯૯ માં વ્યાપી તારી લીલા છે અપાર;
રેલે દુઃખી થયા કંઇ જન કંઇના ખોદાયા સોવન,
કંઇ તો સોંપી તંન, મન, ગયા છોડીને સંસાર.

## ફેકતો.

સુણુદેવી જોઇ સૌનું કંલ્પાંતને સાંભળી કાનને રક્ષણુ કીધું.
સુણુદેવી રેલ પરોણુા ગયા કાદવ પડી રહ્યા જગત સૌ બીધુ
સુણુદેવી મુંબઈથી મદદ મોકલી ઝટ દ્રવ્ય બહું દીધું.
નુકશાન જઇને જે નોંધાવે તે તો રૂપિયા લઇને આવે,
પડયા ઘરો પણુ બંધાવે એવી આફત ગઇ ભારી.
આવ્યું બરાનપુરથી પાણી. ચોક ૩

એકવીશ કલ્પના પુરાણી અરજ સાંભળો દયા આણી
કરૂણુા કરીએ દાસ જાણી હાથ જોડી કે' બક્ષાન, સુરતની

દુનીયા છે દુઃખીઆરો આગ પાણી વારંવાર, એવી આયફ્ત ભારી ભાવી આવે અણુચિંતા ભોવન, કણુચિંત માત્ર કહું છું હું બાકી દુઃખ પડે છે બહુ તે તો જાણો તમો સૌ સુરત છે નિરધન, એવુ સમજીને સહાય કરજો, આવી આયફ્તે; ઢાલ ધરજો મસ્તાન પરોણા દુર કરજો; કંઈ જીવ પામે છે મરણ

ફેકતો.

સુણદેવી શક્તિરૂપે તુ એકને રાખો ટેક અરજ કાન ધરજો. સુણદેવી સુરતમે અમીચંદ જોડી કહે છંદ માને સ્મરજો. સુણદેવી-સેવકને શરણાંગત રાખી મા ઝટ કામ સીધ કરજો. તું આદ્ય શક્તિ અલબેલી, આયફ્ત વખતે વહેલી વહેલી તમો થાવો સઉના બેલી કૃપા છે તારી. આવ્યું બરાન પુરથી પાણી ચોક ૪



## છંદ. ૩૬.

(રાગ ઉપલો.)

ઉઠો અંબા જમવા માઈ, થાળ કચંનકી ધરાઇ; સુંદર રસોઈ બનાઇ, અણકુટ ભારી મુકયું જળજમનાનું પાણી નહાવણુકરો હેત આણી કીવી જુક્તિ મનની જાણી, કૃપાતારી. આદાચીરી મુઠી પહેલી, રાયતી, મેથીયા કેરી વહેલી, કેરા કરમદા, સહુ મેલી, રાયતા, લીલાં, દરાખ કંદળીના લઇ આવે,

ચીભડા અંદર રાઇ મિલાવે, તેતો માજીને બહુ ભાવે
દુધી ખારેકના કીધા, રાયતાં લીધા વિણીવિણી,
કાકડી મુકી છે મા છીણી, દઇને લાવે પ્રીણી
હેતભાવથી કીધા. કોથમી મુળાને સકરીયાં;
સુરણ પૂરણ તાજા કરીયા, માની થાળમાં ધરિયાં, કારજ સીધાં

ઝુલણા.

મોગરી મોરસનાં રાયતાં ખીર બાકળારે મગચણાજી,
ચોસઠ ખંડ ચોસંઠ દીવડાં કરી જુક્તિના નહી મણાજી,

દેકતો.

ભરૂચી ભીમડાની છે ભાજી, મુલાપાણી તાજી, વધારી માજી,
પાલખ મેથી ચોલાઇ, સહુથી સવાઇ કુબીની ભાજી;
મોરલીધર બંશીવાળા કૃષ્ણ છોગાળા થયા તારાજી,
કલુજીયો ઓર કલેસ, રાખી મા પ્રેમ લેજો મારી માજી.
ક્ષમા કરજો આદ્યભવાની, ભાજી બે રહી ગઈ અજાણી,
લુંણી સુવા ચુકાની આણિ, દામો કહું નાહારી.
મૂકયું જળ જમનાનું પાણી. ચોક ૧
કોળું તુરીયાં છે રસાળ, દુધી અંદર ચણાદાળ
તેનો ખુબ બેઠો મા તાલ નાખ્યો મશાલો ગરમ.
ચાર ચીરી વેગણની કરી ઘાણા જીરૂ મરી ભરી;
માજી લેજો ફરી ફરી, હોઠ થાશે ઝમાઝમ.
ગલકાં તાજાં લાવી મોળી, માંહે નાખી શિયાળું ચોળી;

તાજી તાજી પાપડી છોલી, લીલવા તીખા તમતમં.
ભીંડા કારેલા વઘારી, ચીભડાં કાકડી છે બહુ સારી;
પ્યાલા મુકયા હારેહારી, માંહે શાક નરમ.

## ઝુલ.

મોગરી ગુવારશિંગ, પંડોળાં થાળમાં,
ધરી વાલોળ સહિત લીલી કુનઝારજી;
તીનચાર કાળિંગડા અલુખડા કંટોલા, સાંગરી સારજી.

## ફેકતો.

કંટોળા સાંગરી સાર પરવર ગીલોડા ફણસી સો કરીયાજી.
પાપડ પાપડી છે નીકા કરકરવડી; ને પતળવડીયાજી.
કાચલી કોઠીમડા સાર ભજીયાં ભાત ભાતના તળીયાજી,
કેળા મેથી રતાળુ વેગણ પોઇ ગલકાના ધરીયાંજી.
પાકી કેરીનો છે, રસ શેરડી દાડમ નારંગી ફસ,
બીજા મેવા લીધાં મસ મીઠાઇ ભારી, મુકયું જળ.
જમનાનું પાણી. ચોક ૨

વેડમી લાડુ લાપશી, પહેલાં ખીર લેંચી રોટલી.
કેળાં શીરો શિખંડ બાસુદી, પહેલાં ધરી મલાઇ પુરી,
માલપુડા મગદળ સાર, ગુંદર પાક મગજ તૈયાર.
ચાપડાં સુંવાળીના બહાર, ઘુઘરા, સંજુરી, દળ હલવોને છે ધારી
ઠાર કચોરી સેવાઇ સારી સુખડી લીધી ભારી ભારી
નહી રહિ અધુરી, મોતી ચુરનાલાડુ તાજા,
સૂતરફેણી ગેબર ખાજા સકરપારા દહીંથરા ઝાઝા છે ફરસી પુરી

## ઝુલ.

જલેબી અમ્રતપાક, થાલમાં કળીના લાડુ મેસુર પાકજી,
બરફી પેંઠા કોપરાપાક, આરોગો સુંદર શાકજી.

## ફેકતો.

આરોગો સુંદર શાક, ચોસેંઠ જોગણી અંબા સાથેજી,
મેવા મીઠાઇ પકવાન, ઓર મધુપાન લીધાં માએ હાથેજી.
જમો ભાતભાતની સુખડીમાં દહીંવડા દહીમાં આથેજી,
માવો મોડીયાનો મુકયો ચારોળીના લાડુ સાથેજી,
સરવે હાજર છે તૈયાર, માજી લેજો વારંવાર;
ગંગાજીનું પાણી સાર, ભરી મુકી ઝારી મુકયું જળ જમનાનું.
ચોક ૩

ખીરંજ દુધ ઉના કરિયાં, દાળ ભાત થાળમાં ધરિયાં,
પ્યાલા કઢીના માં ભરીયાં, સેવક ઉભો સન્મુખ પાસ.
ભરી જળકંચનની ઝારી મુખડું ધુવે વારંવારી.
ચોસેઠ પાનનું બીડું ભારી, માજી કરજો મુખવાસ.
સંવત ૧૯૩૮સે માગસર સુદ ૩ને દિવસે પુર્યો અણ્ણકુટ,
નમાવી શિશે અંબા પુરે આશ, મારી ભુલ કરજો મા માફ;
નહિ ખમાય તમારો તાપે; તમે છો સૌના મા બાપે.
હાથ જોડી કહે દાસ.

અપાર વસ્તુ છે અણકુટમાં, લીધી સાર વસ્તુ છંદ માહેજી.
કરી દર્શન આનંદ થયો, વિજ્યાશંકર સેવક છે ત્યાંહેજી.

## ફેકતો.

વિજ્યાશંકર સેવક છે ત્યાં પુરી અણકુટ ઉભા માની સામાજી
કરી જુક્તિથી ગોઠવણી ગોઠવી, ઉભા સેવક સેવામાંજી.
દર્શણ અણકુટના કરવા, સુરતના લોકો આવે દેહેરામાંજી.
અમીચંદ કહે છંદ કરી, સાર વસ્તુ મેં લીધી આમાજી.

સુરત શહેર આમલીરાન માહરૂ રહેવાનું મકાન;
સદા ધરૂં તમારૂ ધ્યાન આશા તાહારી,
મુકયું જળ જમનાનું પાણી. ચોક ૪



## છંદ ૩૭.

( લંગડી રાહ. )

સુરત તો સુનેકી સુરત, થીઆ ફળીઆમાં જો રહિયાં;
અંબામાનું, માનું તખત દેખી સબ મોહ રહીયાં.
પ્રથમ પોળમાં પેઠો તમારી, દરવાજામાં આ રહીયાં;
બાર પગથીયાં, પગથીયા ચડી સન્મુખ ઉભા રહીયાં.
હાથ જોડી માને શીષ નમાવું ગુણ તમારા ગા રહીયાં;
કરી દરશન તમારા મેરા દીલ હરખાં રહીયાં.

## ઝુલ ભજન ધીરાની રાહનું.

માના મુખડા ઉપરરે, કોટી કોટી ચંદ્ર તેજ ખીલાં;
કયા કહું તમારી શોભારે, અપરંમપાર રચી લીલાં,
મુગટ તમારો હીરે જડયોરે મહીં પંચરત્ન પોખરાજ પીળાં.

### ફેકતો.

કાંનોમેં કુંડળ ઝળકી રહ્યા જેસી બીજલી કરે છે ચમકારે,
કાળીગાંઠી પાટીઆ બીરાજે, ગળેમેં નવશેરો હારે.
કડાં સાંકળાં બાહે બાજુબંધ; વેઢ વીંટી કરે ચમકારે;
સુંદર મુખપર વાળી શોભે, નેનોમેં કાજલ હો રહીયાં.
અંબામાનું, માનું તખત દેખી–ચોક ૧

પાઉમેં પાએલ તોડા ગંઠોડા, અણુવટ વીછવાં ગાજી રહીયાં,
છલ્લાં છવીંટીઆ, છવીંટીઆ છનન છનન બાજી રહીયાં.
ચીણુપટી ચમકલી શોભે, શોભે શણુગાર સાજી રહીયાં;
અંબામાનું માનું કરી દરશન રાજી રહીયાં.

### ઝુલ.

માની જમણી બાજુરે ગીરજાનંદન ગણેશ ગાજે;
ડાબી બાજુ શંખન પુરિ રે, માતા બહુચરી આપે બીરાજે.
મા સુંદર તમારો ગભારો રે, મહીં ઘડીયાળો બાજે;

## ફેકતો.

માને ઘભારે ચાર કમાન છે કમાને કાંગરાઆરે;
અકેકી કમાને ત્રણ ત્રણ હાંડી, ચારે ખુણે સળગી ચારે.
વચ્ચે ઝાડ દીવાલગીરી ફરતી, તકતાની શોભે હારે;
છત્રી જોઇ મારૂં દિલ હરખ્યું, શિરપર તોરા હો રહીયાં.
અંબામાનું માનું, તખત દેખી–ચોક ૨

બની ઘટા ઘનઘોર દેરામાં, જેજે શબ્દ વરસી રહીઆં;
સૌ સેવક તમારા તમારા દરશણકું તલસી રહીઆ.
બ્રાહ્મણ કરે ચંડી પાઠ વેદી વેદ ધુન સરસી રહીઆ;
અંબામાને, માને હાથ ચક્ર ફરશી રહિઆ.

## ઝુલ

( ધીરાની રાહ. )

ચાર સેવક છે તમારારે વારા બાંધી કરે સેવા;
દુરગાશંકર જ્ઞાનીરે, ભાવે નીત્ય ધરે મેવા,
મોતીરામ ને વીજીયાશંકરરે, શોભે છેલ છબીલા જેવા

## ફેકતો.

વારા બાંધી સઉ કરે આરતી, ભાવ ધરી તારા દાસે,
ભદ્રશંકર ને છોટેલાલ મા ચમર ઢાલે ઉભા પાસે;
નોબત ગગડે ઘડીઆળ વાજે, ભગ્તનકી પુરે આશે,
લાલુભાઇ ને હરીશંકર મા, તેરે ચરણ દુધ ધો રહીઆ.
અંબામાનું, માનું તખત દેખી–ચોક ૩

રંગ મંડપમેં રચી રચના, તાલ મૃદંગ બાજી રહીયાં,
ઉડે રાગ રાગણી, રાગણી સારંગી ગાજી રહીયાં;
ઝરમર ઝરમર છુટે ફુવારા, ઇંદ્ર સભા લાજી રહીયાં;
માનુ દરબાર દેખી, દેખી સબ ખળ ખટ રાજી રહીયાં.

ઝુલણ.

( ધીરાની રાહ. )

માની વાડી મારે, ચંપા કેવડા ખીલ્યા અપાર;
જુઇ જાઇ સેવટી નાફરવાની, બટ મોગરા ગુલહજાર.
ગજવેલી ને ગલગોટારે, ગળે મોતી ચુડનો છે હાર.

ફેકતો.

સંવત ૧૯૨૭ માગસર સુદ ૧૫ બુધવારૂ;
મહારાજગીર ને ભુખણદાસ, મા ધ્યાન ધરે છે તમારૂં;
અમીચંદને વીજ્યાશંકર કહે, કામ કરો મા હમારૂં.
ચત્રભુજી ચિંતા દુર કરજો દરશણથી સુખ હો રહીઆં,
અંબામાનું માનું તખત દેખી—ચોક ૪

છંદ ૩૮ મો.

( રાહ લંગડી. )

રહીઆં રહીઆં શું કરે પ્રાણી ભર જુવાની તો હો ગઇયા,
આવી જગતમાં, જગતમાં મનખા અવતાર ખો ગઇયાં.
અંબા માતા ભક્ત તમારા આવી દરશણ કરી ગઇયાં,
અંગ ઉમંગથી, ઉમંગથી ચરણે શીષ ધરી ગઇયાં.
અંતઃકરણે લાગી ચરણે અંબા નામ શમરી ગઇયાં,

પોત પાતીકા, પોતીકા, કારજ તો સરી ગઇયાં.
ભાવે કરે નહીં ભજ્યા માજી મુખડું જે ન જો ગઇયાં,
આવી જગતમાં. ચોક ૧

દૈત્ય દળ દળ્યું માએ ત્યારે સીંહ પર સ્વાર થઈને ગઈયાં,
રાખજો ધીરજ, ધીરજ એમ દેવને કહી ને ગઇયાં.
ખપર ત્રીશુળ બરછી ભાલો ભાણુ ભાઠા લઇને ગઈયાં,
એહી રણુમાં, રણુમાં દઇત્યો તો મરઇ ગઇયાં.
બની વીકુાળી ફરે મતબાલી ક્રોધ નેત્ર લાલ હો ગઈયાં;
આવી જગતમાં. ચોક ૨

લઇ ચોધારૂ ખડક માજી, રણુમો તો ફરતી ગઇયાં.
કરી કીલકારી, કીલકારી કરી ખપર ભરતી ગઇયાં૦
મધુપાન કરી ભક્ષ કરે મા દૈત્ય સેન હરતી ગઈયાં૦
ફરે મતબાળી, બાળી દઇત્ય ચારા ચરતી ગઈયાં૦
શુંભ નિશુંભ માહીશાસુર માર્યો દેવના કારજ હો ગઈયાં૦
આવી જગતમાં૦ ચોક ૩

કઇંક પુરૂષ થઇ ગયાં પૃથ્વી પર માજી ધુન લાગી ગઈયાં૦
કરી પ્રસન માને, માને વરદાન તો માંગી ગઈયાં૦
ભક્ત મંડળી બેઠી ભગતીમાં, વિવાદથી આગી ગઇયાં૦
કંઇ આવે વિવાદી, આબરૂ ખોઇ ભાગી ગઇયાં૦
**અમીચંદ કહે હાથ જોડી તારી ભગતીમાં હું મોહો ગઈયાં૦**
આવી જગતમાં૦ ચોક ૪

## છંદ ૩૪ મો રક્ષણ કર્તા વિશેનો.

રાહ લંગડી.

માતા માતા મુળથી માતા, કુળદેવીમાં ઠામોઠામ,
ગોત્રજ પુજી, જુઓ કોઇ પગે લગાડી પાડે નામ.
હવે ભળ્યો ગોત્રજમાં સઉ કહે, કુળ દેવીમાં કરશે સ્હાય,
આશીષ દઇને ગયા ગોર પુજા કરાવી થયા વિદાય.
માતપિતા ગોર સાથે રહીને, ગોત્રજ પુજી લગાડે પાય,
તે આધારે, ચાલ્યો હું માયા રૂપે છે એ અંબાય.
પાંચ વર્ષે નિશાળે મૂકયો, ગુરૂ દ્વારમે કરી સલામ,
ગોત્રજ પૂજી, જુઓ કોઇ પગે લગાડી પાડે નામ. ચોક ૧
ગુરૂ બોલાવી પાસે બેસાડે, કરો ભાઇ શારદા પુજન,
મંત્ર ભણીને, આશીશ દે સદા શારદા રહો પ્રસન્ન.
માતા સરસ્વતી પ્રસન્ન થાય ત્યારે, તે નર થાય છે ત્રિલોચન,
બને જ્ઞાની, વાંચી પૂસ્તક તપાસે છે દર્શન.
વેદ ભણે શાસ્ત્ર ભણે, પછી પંડીત થઈ ફરે ગામે ગામ,
ગોત્રજ પુજી, જુઓ કોઇ પગે લગાડી પાડે નામ. ચોક ૨
મૂળ તો ધુળમાં દટાઈ ગયા, જુઓ ડાળ પાંતરે વળગ્યા ફુલ,
તે જોઈ સર્વે ખુશી થાય કેવી શોભા બની અનમુલ.
ડાળ પાંતરે પાણી સીંચે ફળ પ્રાપ્ત ન થાય બીલકુલ,
મૂળમાં સીંચે, થાય ફળ જુઓ કેવી આ મોટી ભુલ.
મૂળ તો માતા ઇચ્છા શક્તિ, એક થકી થયા અનેક નામ,

ગોત્રજ પૂજી જુએ। કોઇ પગે લગાડી પાડે નામ. ચોક ૩
એક સરસ્વતિ પ્રસન્ન હોય તો, મુલકો પર થાય તેનું નામ,
અભ્યાસ કરેથી, ઓળખે પંડિત કહી સૌ નમે તમામ.
મારે મુળથી માતા માતા માતા થકી થયું મારૂં કામ,
સંસાર સુખ લઇ થયો તૈયાર માગું હવે મોક્ષ ધામ.
**અમીચંદ** કહે આકીન રાખો એક નામથી હોય આરામ,
ગોત્રજ પુજી જુએ। કોઈ પગે લગાડી પાડે નામ. ચોક ૪



## છંદ ૪૦ મો.

મોતી અંબા માતાનો છંદ લંગડી રાહ.

હુકમ થયો માતાનો એકદમ, આવો ભક્તજંન દરસંને
આરાસુરમાં, તખ્તપર બેઠી અંબા થઇ પ્રસંન્ને.
સંવત ૧૯૫૯ આશો વદ ચોથને શનીવારે,
ચાર વાગતે **અમીચંદ** ભગત મંડળી થઇ તૈયારે.
વીજીઆશંકર હતા હરકીશન શીવલાલ નાથુભાઇ પ્યારે,
વીજભુખણદાસ આણંદમાં ઘેલાભાઇ સંગ પધારે,
ડાહ્યાભાઇ અગાડી ગયા તંન મનથી કરવા દરસંને,
આરાસુરમાં તખ્તપર બેઠી અંબા થઇ પ્રસંન્ને ચોક ૧
ચાર વાગતે બેઠા ગાડીમાં, બીજે દહાડે હતો રવીવાર,
ઉતર્યા ખરેડી, સવારે હતા મજુર ઘોડા તઇયાર.
કોઇ ઘોડે કોઇ પગે ચાલે છે, એક માનો રાખી આધાર,

ચાલે રસ્તે, આવે નદી ઘણી સૌ ઉતરે પાર
ભાથું છોડી ખાવા બેસે સઉ તંન મંન એક થઇ ભગતજને
આરાસુરમાં તખ્તપર બેઠી અંબા થઇ પ્રસન્ને. ચોક ૨
સમી સંધ્યાએ પહોંચ્યા આરાસુર, મુકડુ આપી ગયા માને ધામ
અંગ ઉમંગથી, કરી દર્શન માને સઉ કરે સલામ.
ધન ભાગ્ય મા આજે હમારૂં, જપતા હતા તમારૂં નામ,
કૃપા કરી તો, કરી દર્શણુ થયું આત્માનું કામ;
ત્રણુ રાત રહ્યા આરાસુરમાં સમે સમાના થયા દર્શને,
આરાસુરમાં. ચોક ૩

સુખ સાતાથી કરી જાત્રા માન સરોવર સુંદર નીર,
સ્નાન કરે સઉ અંબે અંબે થાય શુદ્ધ શરીર,
કોઇ કોટેશ્વર, જાય કુંભારીયા ગબર ઉપર રાખી ધીર,
કાન ધરી સહુ, સાંભળે જુલે હીચકે ગુણુ ગંભીર.
મહારાણા ત્યાં હતા દાંતાના, કુંવર બેઠા તાત ત્રણે;
આરાસુરમાં તખ્તપર ચોક ૪

ગરબા ગવાએ ભવાઇ થાયે, છંદ ગાતા કોઇ ભક્તજંન,
હાથ જોડી કહે માજી સદા રહેજો અંમ પર પ્રસન્ન;
સંસારી સુખ પુર્ણું આપ્યા કૃપા કરી દીધાં દર્શન.
અમીચંદ કહે, ભગતપર માજી રહેજો સદા પ્રસન્ન.
દર્શન કરી સઉ ઘેર આવ્યા પોત પોતાતે લોવને,
આરાસુરમાં. ચોક ૫

# છંદ ૪૧ મો.

## શીવ શક્તિ નીંદા કરે તે વિશેનો.

કોને વખાણું કોને વખોડું માતા શક્તિ બાપ ભોળાનાથ
રણુ સંબંધે, મલ્યા ભાઈ ચાલો કરો સ્વદેશનો સાથ;
કથની કરે નહિ કાર્યજ થાએ કામ કરે કામ નીથી જાએ,
હળવે હળવે ચાલતાં દુર પથ હોય તોએ કપાય
હીંમત રાખી થાઓ સંગથી સરલ પંથ જો લાગે કદાએ,
એક નામનો મારે તો બાલપણાથી છે અંબાએ,
મૂળ એક નામ જુદા જુદા છે, અજબ માયામાં રચ્યો ઠાઠ.
રણુ સંબધે ચોક ૧

ભગલીંગથી ઉત્પત્તિ દેહની, સોહમ શ્વાસો શ્વાસ ચલે,
માત પીતાથી, થાએ ઉત્પત્તિ એકથી નહિ વળે;
નથી દ્રષ્ટિએ જોઇ જે વશતુ તર્ક બાંધી બોલે અટકળે,
કરતા પુરૂષ તો કરી રહે ન્યારા, વળી સઘળ માં ભળે;
અમતમમાં નહિ જુદા જાણુવા, સર્વે દોરી માલિકને હાથ.
રણુ સબધે. ચોક ૨

આદિવંત જાણી શું કરવું ક્ષણુભંગુર દેહ પડવાની;
કુથળી કરે કંઇ, વળે નહિ પડી ટેવ બડબડવાની.
માને વખોડે પિતા દુભાશે. પીતા વખોડે મા લડવાની;
કોઇને દુભો નહિ કરો ઉદ્યમ શિખર ગઢ ચઢવાની.

ભજન કરેથી ભવ જળ તરશે, માલિક આવી ઝટ ઝાલે હાથ;
રણુ સંબંધે. ચોક ૩

શુન્ય શિખરગઢ કઠણુ ચઢવું, એ માર્ગ છે ઘણો કઠણુ;
ખોળતા ખોવાયાં, જડયો નહિ પાર મુઆ કાંઇ કરી મથન,
દીલમીલ બેસો સુણો સુણાવો, એક માલિકનું કરો રટણ;
તરો તરાવો, ગાવો છંદ હળી મળી બેસો ભક્તન.
**અમીચંદ** કહે મારે શિર તો સદા રહે અંબાનો હાથ.
રણુ સંબંધે. ચોક ૪



## છંદ ૪૨ મો.

### રાહ લગડી.

સબ રૂઠે તો રૂઠે અંબામાં તુમ રૂઠે સંતાપ હુવા
વમળ વસીના વસીના ડેરા જલ બલ ખાખ હુવા.
વમળવરી નામે એક શ્રાવક બાપ મુવે બેજાર હુવા,
તેની માડી પરઘેર, પરઘેર ભરે પાણી નાચાર હુવા.
પાંચ વર્ષનો વમળ બાળેક દુઃખીઆ અપરંપાર હુવા,
મોસાળ જઇ વસ્યા, વસ્યા નીર્ધનીઆ નોધાર હુવા.
જઇ નીશાળે ભણયો નહી કંઇ પેલા જન્મના પાપ હુવા,
વમળ વસીના ચોક ૧

મામા ઘેર જઇ ભાણેજ વસીઆ ગાઓ ચારી ગોવાળ હુવા,
વમળ વસીના, વસીના માજી એવા હાલ હુવા.
એક સમે ગુરૂ ચરણે લાગ્યો ગોર કહે શ્રાવક બાળ હુવા,
તમે સુણો વમળજી; વમળજી કરજો ધર્મ તમે નહાલ હુવા.
વમળ કહે કહેશો તે કરશું ગુરૂ તમે માબાપ હુવા.
વમળ વસીના ચોક ર

આરાસુરમાં અંબા માતા વમળ પર પ્રસન્ન હુવા,
માની ગાયો ચરાવી, ચરાવી વમળ તો તનમન હુવા,
સઉસઉની તો ગાયો સોંપી વમળ વીચારે મંન હુવા,
આ ગાયજ કોની, કોની કહી અંબા ભુવન હુવા,
ગોવાળ જાણી કરી કરૂણા દર્શણ આપો આપ હુવા,
વમળ વસીના ચોક ૩

અંબા માતા જગ્ત જનુની તું જુગજુગ દાતાર હુવા,
વમળ વસીકું, વસીકું દોલત અપરંપાર હુવા.
ગુરૂ કહે બધાવો દહેરા માજીકા આધાર હુવા,
જઇ કહ્યું માજીને, માજીને રતોવાઇ તૈયાર હુવા.
દેરાં બાંધી કોણ પ્રતાપ પૂછયું, વમળ કેહે ગુરૂ પ્રતાપ હુવા,
વમળ વસીના ચોક ૪

એકસો આઠ તો દેરા બંધાવ્યા આરસપહાણ ચમકાર હુવા,
ગુરૂ પ્રતાપ સુણી, સુણી માને ક્રોધ અપાર હુવા.
નાશ વમળ કહી છુટી જવાળા, દેરા પ્રલ્લેકાર હુવા,

મા પ્રતાપ કહીને, કહીને નાઠો વમળ હાહાકાર હુવા
ભૂલ્યો માજી મને માફ કરો એ દેરા માજી પ્રતાપ હુવા
વમળ વસીના. ચોક ૫
ગદગદ કંઠે કરે વીનંતી હુવે માજી મને ભાન હુવા,
દુઃખીઆરો જાણી, જાણી તમ થકી આશાન હુવા.
મા પ્રતાપે પાંચ દેરા રાખ્યા ગરીબ નવાજ મેરબાન હુવા.
મહારાજગીરકું, ગીરકુ માજી તુમારા ધ્યાન હુવા.
અમીચંદ કહે છંદ હરરૂ કડી બંધ માજી પ્રતાપ હુવા
વમળ વસીના. ચોક ૬



## છંદ ૪૩ મો.

## કાળી, અંબા, એક રૂપ વિશે.

(રાહ લંગડી.)

કાળી અંબા એક રૂપ, નહી અંતર કોઈ રાખો મનમાં,
ચાર જુગમાં, જુગમાં રમી રહી અપને તનમાં.
સત્યુગમાં તુળજા ભવાનિ ત્રેતા જાનકી જનક ઘરે,
રાવળ રોળી બાળી લંકા રામની દુવાઈ ફરે.
એકલક્ષ પુત્ર સવા લક્ષ નારી કુંભકરણ મરણી ધરે,
એક પલકમાં પુત્ર બળીઆ ઇંદ્રજીત જોતામાં મરે.
કાળી ફરે કાળ રૂપે કોળીઓ ક્રોધ કરી મા મારે રણમાં,
ચાર જુગમાં૦ ચોક ૧

દ્વાપર દ્રૌપદી કહાવે પાંચ પાંડવ ઘેર હતી સતિ,
બોતેર દહાડે, ન્હાતા અગ્નિ કુંડ કરે બીજો પતિ.
વારા ફરતી પાંચ પાંડવ ઘર જાય એ પાંચે સતિયા છે અતિ,
કૌરવ પાપી, દુર્યોધન કરે સતિપર કૂર મતિ.
સતિ ચીર ઉતારવા માંડયા ક્રોધે જવાળા ઉઠી રહી તનમાં,
ચાર જુગમાં૦ ચોક ૨

શ્રાપ દઇ કહે દુર્યોધનને ભીમ ગદા તારી જંઘા પર;
સાંભળી દુર્યોધન, સતિ શ્રાપ સૂણી ધુજ્યો થરથર.
અઢાર દહાડાનું યુદ્ધ થયું તેમાં ઘણા મહારથી મુવા રથ પર,
એ જોગ માયા, ફરતી ફરે સદા ખપ્પર ભરભર.
કૃષ્ણ રૂપે કાળી કહાવે, કાળી કૃષ્ણે રૂપ મધુવનમાં,
ચારે જુગમાં૦ ચોક ૩

*

કળીયુગમાં કાળકા ભવાની કાળ રૂપ એ કંકાળી,
જન્મ વખતે, જનુની આવી કરે છે રખેવાળી.
સંસાર સુખ સંસારમાં આપી, મારી થપ્પડ લે મતબાળી,
ભક્ત જનને, કરી સ્હાય રહેજે કરે મા રખેવાળી.
અમીચંદ કહે છે છંદ ગાઇ હું સદા રહું છું પ્રસન્ન મા,
ચાર જુગમાં૦ ચોક ૪



# છંદ ૪૪ મો.

## માતા સર્વાંગે વસે છે તે વિશે છંદ.

### લંગડી રાહ ઉપરનો.

અઘોર ગતિ માજી છે તમારી, કોઇ જુવે છે સ્થળે સ્થળે;
હું દેખી મા, દેખું મા સચરાચરમાં પળે પળે.
તુંહી તુંહી મા સઘળે વ્યાપી, તારા વિના નહીં સુનો ઠામ;
નહીં સમજે તે, સમજે તે શરીરમાં જુવે માનો ધામ.
ત્વચા આંગળી લલાટ બતાવે, મોટા ધામના લઈને નામ,
બાકી રહ્યા જે, રહ્યા જે તેમાં કોણ કરે આરામ,
ભ્રમણા ભાંગી થાઓ અનુરાગી, દ્રષ્ટિ ભરી જુઓ કળે કળે.
હું દેખું મા. ચોક ૧

મોટા ધામના નામ બતાવો, સુક્ષ્મને કોનો આધાર,
કેનાર પુરૂષને, પુરૂષને તે વાતનો કરવો વિચાર.
માના ધામના નામ બતાવો, હજી વસ્તુ શરિરમાં અપાર;
કોઈ ના દેખે, દેખે સઘળે રમે છે જગ્તાધાર.
બ્રહ્માંડ બનાવી પીંડમાં રચ્યું માની માયામાં ચળે ચળે;
હું દેખું મા. ચોક ૨

તારો પાર ન જડે બ્રહ્માને, મહેશ માયામાં થયા ગુલતાન;
કંઇક વખતે, વખતે વિષ્ણું ધરે અંબાનું ધ્યાન.
ભીમ પાસે મંગાવ્યું કૃષ્ણે, દ્રૌપદી ભીમ કરતા સ્નાન અસ્નાન;

વરદાન માંગી, માગી હું કહું તે માગો નિર્વાણ.
એના ખપ્પરથી બચે નહી, દ્રૌપદી બોલે તે ફૂળે ફૂળે;
હું દેખું મા. ચોક ૩
પાંચ પાંડવ ને છઠ્ઠા નારાયણ, તે તો તારા ખપ્પરમાં નહી,
એમ કહી બુડકી, બુડકી મારી નાઠા ભીમ પાણી મહી,
નીકળી જવાળા દ્રૌપદી નેત્રે પાણી ઉકળી ગયું તહીં;
એ મમ માયા, મમ માયા કાળ રૂપ રમે ઘટ ને મહીં.
મારે જીવાડે પાળે મમમાયા, **અમીચંદ** કહે ભલે ભલે,
હું દેખું મા. ચોક ૪

## છંદ ૪૫ મો.

આદ્ય શક્તિ મમ માયા અંબીકા તેરે ચરણ શીશ નમાંત્રીંગે,
તેરે નામસે નામસે ભવસાગર તીર જાવીંગે.
લક્ષ ચોર્યાશી ફેરા ફરતા અબ મનષા અવતાર આએ,
તુમ ચેતોને પ્રાણી, પ્રાણી ભગ્તીસે મુકતી પાએ,
'વ માસ ઓધરમાં રખા મુજે પકડ જકડ કર બંધવાએ.
મેં કરી તપસ્યા તપસ્યા કરી બંદગી તેરા ગુણ ગાએ.

## ફેકતો.

પ્રાણી ગદગદ કંઠે કરે વીનંતી અપારે જીરે કરે અપારે,
કરીશ ધર્મ ધ્યાન પુન્યદાન આપો અવતારે જીરે આપો અવતારે
કરીશ તપજપ જીતી જાઉં જગત સંસારે. જીરે જગત સંસારે
ઉપે મસ્તકે ધ્યાન ધરી તેરે નામકી માળા જપાવીંગે.
તેરે નામસે. નામસે ભવ ચોક ૧

એસી સરતસે જનમ્યો પ્રાણી, ખુલ બંધ દુનીઆમે આએ,
માતા પીતા સો પીતા સો કુટુંમ કબીલા હરખાએ.
તેરી માયાકી જાળ પડી સો કહ્યા બચન એ ભુલવાએ,
જનમ લીઆકે, લીઆકે ઊઆ તુતા બતલાએ.

ફેકતો.

મારી બાળ અવસ્થા ગઇ રમત મોજારે. જીરે, રમતમોજારે.
ફીર આઇ જુવાની દીલમાં કરૂં વીચારે. જીરે કરૂ,
ચોરી ચાડી ચુગલી ધુંતી ભરૂં ભંડારે, જીરે ભરૂં,
પરનારી પરધંનકુ હરતા ઓ નર ગોથે ખાવીંગે.
તેરે નામસે નામસે. ભવ ચોક ૨

ગઈ જુવાનીયા આયા બુઢાપા થર થર ધ્રુજને લાગ્યું શરીર,
નાક ગળે જઇ, ગળે જઇ નેનોમેંસે વહેતા નીર.
અંતકાળકી વખત હુઈ, પ્રાણી ગભરાતે નહીં રહેતી ધીર,
જમડા આયા, આયા લીઆ જીવ પડયું રહ્યું શરીર.

ફેકતો.

જમ જીવ લઇ જાતા માર માર્ગમાં મારે, જીરે, માર્ગમે,
ધર્મરાજ લેતે હાજરી કરે બીચારે, જીરે કરે.
ફેરા લક્ષ ચોર્યાસી પીછા ધરો અવતારે જીરે અવતારે,
જેસા પ્રાણી કર્મ કરેગા એસી નસીબેત પાવીગે,
તેરે નામસે નામસે. ભવ ચોક ૩

એસી હકીકત હોઈગી હમારી, મંમમાયા સુણલો અરજી,
તુમ જુગ જુગ દાતા, દાતાર ધ્યાન ધરૂ તેરા બહુચરજી,
મેતો તમારે દ્વાર ખડા આજ સીદ્ધ કામ મેરા કરજી,
હુતો તમારી તમારી કરૂ બંદગીમાં છઉ ગરજી.

## ફેકતો.

મારા મનડા તણી બહુચર મા પુરજો આસે, જીરે પુરજો,
માં હાથ જોડી માંગુ છું તમારી પાસે, જીરે તમારી.
મા આખરી વખત નહીં નામ તમારૂં દેવાસે, જીરે નહી,
કફ આવી મારૂં કંઠ રૂંધસે અભુલ ગફલત ખાવીંગે.
તેરે નામસે નામસે. ભવસાગર ચોક ૪
સંસાર રૂપી સમુદ્ર વહેતો ઉસ્મે ડુબે કંઈ તપ ધ્યાની,
તેરી માયા જાળમેં; જાળમેં પડે ગફલત કંઈ મુની જ્ઞાની.
તારા નામ રૂપી મે હોડી બનાઈ પાર ઉતારો દયા આણી,
બુડેકું તરાવો, તરાવોમાં ભક્તન તારો જાણી.

## ફેકતો.

મા હાથ જોડી કહું અરજી મારી સ્વીકારો, જીરે મારી,
હું ગાંડો ઘેલો પણ થયો ભક્ત તમારો, જીરે ભગ્ત.
નથી કોઇ મારૂ હું નીધંનીઓ નોંધારો, જીરે નોંધારો,
અમીચંદ કહે છંદ બનાવી તેરે નામકી માળા જપાવીંગે.
તેરે નામસે નામસે ભવસાગર તીર જાવેંગે ચોક ૫

## છંદ ૪૬ મો.

અંબે ગરીબ નીવાજ આજ તું મેરી મદત રેહેના ચઈએ,
સકળ સભામે; સભામેં મુજે જ્ઞાન દેના ચઈએ.
મેતો ખડા હજુર તુમારા મજુર સાય કરના ચઈએ,
માજી હમારી, હમારી અરજ કાન ધરના ચઈએ.
મે કગરૂ કંગાળ તુમારા બાળ દુઃખ હરના ચઈએ,
આદ્યભવાની, ભવાની હમકુ તેરા સરણા ચઈએ.
તુમતો માજી આવો હમકુ બચાવો, સંભાળ લેના ચઈએ,
સકળ સભામેં; સભામેં મુજે જ્ઞાન દેના ચઈએ, ચોક ૧
આવી તમારે ધામ જપુ મુખ, નામ, ગુણગાના ચઈએ;
હમકુ માજી, માજી તેરા દર્શણ પાના ચઈએ,
કોઈ કોઇને અનેક હમારે એક ટેકો આના ચઈએ,
માજી તુમારે, તુમારે મારી વારે ધાના ચઈએ,
સંકટ દુઃખ મા, કાપ તમે મા બાપ તમકુ કહેના ચઈએ,
સકળ સભામેં. ચોક ૨
માત તાતને ભ્રાત તમે છો તેરા નામ સહાના ચઈએ,
ગુણ ગંભીરતું, ગંભીરતું તેરા મન માના ચઈએ.
નોધારો નીર્ધન તારૂ ફરજન દયા લાના ચઈએ.
મુજ બાળકપર, બાળકપર માજી તુમને ચાહાના ચઈએ.
મારૂં નથી મા કોઈ એકલા જોઇ મદદ રહેના ચઈએ,
સકળ સભામેં, સભામેં મુજે જ્ઞાન દેના ચઈએ, ચોક ૩

એ માયાકા સંસાર તેરા, આધાર જસ દેના ચઇએ,
તેરા દાસકું, દાસકું તેરે શરણુ રહેના ચઇએ.
ભીડ પડે ત્યાં આવી અમકું બચાવી ઝટ લેના ચઇએ,
માજી અમકું અમકું સબુદ્ધી દેના ચઇએ.
**અમીચંદ** કહે છંદ બનાવી અંબે અંબે કહેના ચઇએ.
સકળ સભામેં, સભામે મુજે જ્ઞાન દેના ચઇએ. ચોક ૪

——:o:——

## છંદ ૪૭ મો. લંગડી સાદી.

તુંહી તુંહી એક આપ નિરંજન ફક્ત તેરા આધાર મુજે:।।
તેરે દાસકું ।। ઊતારો ભવસાગરસે પાર મુજે;
ધુંડત ધુંડત બોત ફીરે નહિ રૂપરંગ દેખાયા મુજે;
જીદર ફીરવાં; દેખા નહિ પ્રીતમ હમારા પાયા મુજે;
કહોજી અબ મે કીધર હુંડું પકડ ઝકડ ગીરાયા મુજે
ડાલી જગતમેં જગતમેં; ફાંસી ગફલતમે અથડાયા મુજે;
દેશ અમારા દુર નહિ તુમ દેશી બેઠે બિસાર મુજે;
તેરે દાસકુ ઉતારો ભવસાગરસેં પાર મુજે ચોક ૧
સાન સીકલ ભુલ ગયે તુમારી, અબ યાદ કછું ન આતી મુજે
પડી અંધેરી, ગફલત માયા જાળ લપટાતી મુજે.
તમતો અમારી મૈયા પડું તેરે પૈયા કયું તરસાવી મુજે
દુર નીકાલી; ફેરા લખ ચોર્યાશી ખીલાતી મુજે
ઈદર ઉદર આનાં ઓર જાના બોત દુઃખ સંસાર મુ
તેરે દાસકું ઉતારો ભવસાગરસે પાર મુજે ચોક

બાત પંથમે ફીર ફીર દેખા આતા નહિ વિશ્વાસ મુજે;
અબ મેં બેઠે, લગાઇ ધુની મીલનકી આશ મુજે;
માળા ઝપાકે ધ્યાન લગા તેરે દર્શણકી હે પ્યાસ મુજે;
ખોઇ ખુજાના, અબ તો મત કરીઓ નિરાશ મુજે;
ધર્મધ્યાન તો કછુ કીયા નહિ જાણી લો નાદાર મુજે,
તેરે દાસકુ તારો ભવસાગરસે ॥ ચોક ૩

સચરાચર તુંહી તુંહી હે વ્યાપી અબતો જડી હે ભાળ મુજે,
તુજે ના છોડું, રખો દીલ દયા પીછાની બાળ મુજે,
તમતો સબી ઘટ ઘટમે રમતે, જન્મ મરણુસે ટાળ મુજે,
દેખું ચશ્મોસે, તેરી તસબીરકા દર્શણ આલ મુજે;
અમીચંદ કહે હાથ જોડી ફીર આપશો ના અવતાર મુજે;
તેરે દાસકુ તારો ભવસાગરસે. ચોક ૪

---

## છંદ ૪૮ મો.

તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુમ, બ્રહ્મા વિષ્ણું રૂદ્રાણી
તુંમ જળ સ્થળ મેરૂ, મેરૂ ચૌદાટબકમેં જાણી તુંમ
નિર્ગુંણુ તમે છો સગુણુ તમે છો માજી તમે, નિરાકાર તુંમ
સોહં સોહં તુમ સોહં તુંમ રચી. માયા સંસારે તુંમ
સ્વર્ગ મૃત્યુ પાતાળ તમે છો સુરજ, નવલખ તારે તુંમ
ચંદ્રવાયુ તુંમ, વાયું તુંમ સઘળે શક્તિ આધારે તુંમ
જમ તમે છો વરૂણુ તમે છો ઇંદ્ર તમે ઇંદ્રાણી તુંમ
તુંમ જળસ્થળ મેરૂ. ચોક ૧

ગંગા તમે છો જમના તમે છો તીરથ વહેતાં તાપી તુંમ.
તુંમ, નવસે નવાણું, નવાણું નદી વહેમાં આપી તુંમ.
શેષ તમે છો સાગર તમો છો ખાઓચિયાંમાં વ્યાપી તુંમ.
તુંમ બેઠે નિરાળી, નિરાળી સબ સૃષ્ટીને સ્થાપી તુંમ.
તન તમે છો મન તમે છો શબ્દ તમે નિર્બાણી તુંમ,
તુંમ જળસ્થળમેરૂ. ચોક ૨

સહસ્ત્ર નામે તું છે અંબિકા આરાસુર મતબાલી તુંમ.
તુંહી તુળજા, તુળજા મહાલક્ષ્મી મહાકાળી તુંમ;
નવદુર્ગા તું વાઘેશ્વરી તું ચંદી બહુચર બાલી તુંમ,
તુંહી હીંગળાજ, હીંગળાજ હરસિદ્ધ ચાચરવાળી, તુંમ.
શુંભનિશુંભ મહીસાસુર માર્યા દેવે ત્યારે વખાણી તુંમ.
તુંમ જળસ્થળમેરૂ. ચોક ૩

અંત્રિક્ષ તું અંબા અલબેલી સર્વ દૈત સંહારણ તુંમ,
સર્વ દેવના, દેવના દુઃખ હરી દૈત્ય મારણ તુંમ,
હાથ જોડી કહે સેવક તમારો, કરો સંકટ દુઃખ નિવારણ તુંમ,
તુંહી જનુની જનુની શબ સૃષ્ટીને તારણ તુંમ.
એમીચંદ કહે આવી કંઠપર બોલો મધુરી વાણી તુંમ,
તુંમ જળસ્થળમેરૂ. ચોક ૪



## છંદ ૪૯ મો.

તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તો અંમમાં, અંમ સત ગુરૂ
સંગ ફરતે અંમ;

અંમ સતગુરૂ સંગમાં, સંગમાં માજી નામ સ્મરતે અંમ,
તમતો સૃષ્ટી રચી રહ્યા માં અંમ ભ્રમણામાં ભમતા અંમ.
તુંમ અખંડ નીરજંન, નીરજંન માયા ભેદમાં રમતાં અંમ.
તમતો પુજનીય બેઠે સીંહાસન, અંમ પુજી શીર નમતા અંમ.
તુંમ અખંડ જમેલા; જમેલા અંમ ભુખ્યા નીત્ય જમતા અંમ,
તમતો અમર અખંડઅખડા અમતો પલકમે મરતા અંમ.
અંમ સતગુરૂ સંગમાં. ચોક ૧

તુંમતો રકાર મકાર મહામાયા મોક્ષપદને ન્હાતા અંમ,
તમ સાગર અંમ લહેરા, લહેરા સાગર માંહી શમજાતા અંમ;
હું છોડી તું આપે આપમા માજી માજી મુખ ગાતા અંમ.
તુંમ સોહંશ્વાસા; શ્વાસા ઓહં માહે સમાતા અંમ.
એકવીસ હજાર છસે જાપ જપતા તુંહી તુંહી મા કરતે અંમ
અંમ સતગુરૂ સંગમાં. ચોક ૨

મોજ મજા સંસારની છોડી રમતા આણંદમાં રહેતા અંમ.
અંમ તમ જાણી જાણી માજી માજી મુખ કહેતા અંમ,
અંમ તમને ઓળખ્યા માજી આપ આપમેં ચેતાં અંમ,
અમ હતા અજાણ્યા, અજાણ્યા પંચમહાભુત કહેવાતા અંમ.

તત્વ તેજમાં તેજ મીલાવું ભ્રમણા ભાંગી ધ્યાન ધરતે અંમ.
અંમ સતગુરૂ સંગમાં. ચોક ૩

તુંમ તુંમ તુંમ તુંમ અમ તો કેતા, અમતમથી નહી જુદા અંમ
એ જુદા જાણુ તો, જાણુંતો પાછા સંસારમાં બુડા અંમ.
અખંડ બ્રહ્માંડમાં તમતો રહેતા પીંડ બ્રહ્માંડથી ઉડા અંમ;
અમ મીલા તમમાં તમમાં મીલા અંમ હુવા રૂડા અંમ;
અંમ તમમાં મીલા **અમીચંદ** સદા આણુંદમાં ફરતે અંમ,
અંમ સતગુરૂ સંગ. ચોક ૪ થો



## છંદ. ૫૦ મો.

(ત્રણુ કાફીઆની લંગડી.)

કલ્યાણકારી જગ્તઆધારી મા તું હમારી કર પ્રતીપાળ,
તુંતો દયાળી; ક્ષમા કરી પાછી પુત્રની લો સંભાળ.
મતલબ કરી નહી મનમાં ડરી પસ્તાયો ફરી કહો
કરવું કેમ,
માયા ફસાવે, બોલાવી જુઠું વળી મુકાવે નેમ
કઠણુ કળી ચુકાવે વળી, માયામાં ભળી જીવ જાએ તેમ.
તું તો બચાવે, જાણીને પુત્ર આણીને મનમાં રહેમ,

### ઝુલ.

ગુનેહગાર નુગરા હમે નફટ છઇએ નાદાનજી ॥
પામર પ્રાણી અજ્ઞાન જાણી તે પર રાખો ધ્યાનજી;

નીમીત મુકી સંસારમાં લખીત કીધું પ્રમાણુજી;
વહેવાર રૂપે વરતવું ગુરૂની માનવી સાનજી.

## ગઝલ.

ગુરૂ કહે કરો ભક્તિ રાખી આણી મનમાં ટેક ॥
ત્રીગુણુ માયા આદ્યશકિત બ્રમ્હ રૂપ એક ॥
જળ ભરી કુંભ મુકો એકઠા અનેક ॥
પડે પ્રતીબીંબ સરખો સુર્યનો વિવેક ॥
ભુલા ના ભટકો ગુરૂનો ફટકો લગાવે ચટકો મુરખ
બાળ, તુંતો દયાળી;
ક્ષમા કરી પાછી પુત્રની લો સંભાળ. ચોક ૧
જકતપતી શું કહું અતિ ભગવતી કરૂં મા તારૂં રટણુ
ભવજળ સાગર, ઉતરવું પાર વિકટ છે ઘણું કઠણુ
ગંદી કાયા ફસાવે માયા કાંઇ ભુલે ડાહ્યા બહુ કરી મથન,
અલ્પ મતી હું મુર્ખને પુત્ર જાણી મા કરો જતંન ॥

## ગુરૂ.

અજ્ઞાની અભણુ હું ન જાણું શાસ્ત્ર ભેદજી ॥
જ્ઞાનીને અજ્ઞાન કરી રાખે મનમાં ખેદજી ॥
સાચા ગુરૂ સંસ્કાર વિના ન સમજે ચારે વેદજી ॥
વેદવિના નહી ભેદ સમજે બાકી વાત લબેદજી ॥

### ગઝલ.

તર્ક શક્તિ બાંધી સાંધી જોડી બોલી છંદ ॥
મર્મ ભેદ જાણે નહિતો જાણવા પાખંડ ॥
ભીતર ભીંજી સમજે તો પીંડે સો બ્રહ્માંડ ॥
મુર્ખ ઢુંઢી ઢુંઢી મરે જમ દેવે દંડ ॥
ગુરૂની સંગે, બેઠા ઉમંગે લગાવી રંગે કુમતી ટાળ ॥
તુંતો દયાળી ચોક ર જો
અજર પ્યાલા પી મતવાલા ખુલ ગયે તાલા,
પડે પ્રકાશ ॥
પીંડ બ્રહ્માંડમાં, જોયાતો સર્વાંગે શક્તિનો વાસ ॥
તારી છાયામાં ફરૂં માયામાં છંદ ગાયા મા
તમારી પાસ ॥
નીરભે પત થઇ ઉડી રહી ખીલી કળી
ચંપાની બાસ ॥

### ઝુલ.

ભમર ભોગી બાસના છંદ ભોગી ભક્ત જનજી,
સંકટ સહી બેસી રહી માજીમાં રાખી મનજી,
ભાવે ભજી કામ ક્રોધ તજી માજી કરવા પ્રસન્નજી ॥
ચંડીપાઠના છંદ ગાંઉ નવરાતરમાં ચાર દીનજી ॥

### ઝુલ.

ભાવી ભક્ત જાણી આણી દયા દીલ ધરો ॥
અપરાધ ગુનો માફ કરી સંકટ હરો ॥

ખાખ લગાઇ ખાખી બાવા ઝોલી ઝુંડાલે જાવિંગે,
ગંગા જમના ગોમતી ગોદાવરી નર્મદા તીર નાવીંગે,
એકદીલ એક ચીતે ભજે તને આ નર એ ફળ પાવીગે,
નીશ્ચે તુંહી તુંહી એક રૂપ નહી ભૂલા મન ભટકાવિંગે
એક લેહ મઇયા લગી તમારી લક્ષ ચોર્યાસી મીટાવીંગે
ધુની લગા કર બેઠે, દંગલમેં અંબાસે ધ્યાન લગાવીજે
ચોક ૩

ગુરૂ હમારે તુહી ઘટ મ્યાને જ્ઞાનસે ધ્યાન લગાવીગે,
જે કોઇ બીરલા સમજે ગુરૂજ્ઞાન આ તેરા ગુણ ગાવીગે
આપ આપસકે મનશે સમજના ઓર કયા સમજાવીંગે,
આખર મરના સબકુ માલમ ભૂલા ફીર પસ્તાવીંગે,
અમીચંદ કહે છંદ બનાવી તેરે નામકી માળા જપાવીંગે
ધુની લગાકર બેઠે દંગલમે અંબાસે ધ્યાન લગાવીગે ચો. ૪



## છંદ ૮૧ મો.

(અંબા મા તારૂ દર્શણ દુલ્લભ, એ રાહ.)

મરવું હક અંબા માતા, મારે સાચું હમારૂ એજ વતન; લશચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન, લક્ષ ચોરાશી ભટકયો પ્રાણી તાંતો ઘણું જીવ પામ્યો દુઃખ કરગરી કંગાળ બોલ્યો પ્રાણી, ધરમ રાજ બેઠા સન મુખ, હાથ જોડી કે આપો આજ્ઞા મનસા અવતારની મારે

ભુખ, રજા હશે ત્યાં સુધી રહીશું, એટલી હમારી વીચારો રૂખ, હુતો ગુનેગાર છું તમારો પૃથ્વીપર જઈ કરૂ ભજન લક્ષ ચોરાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ચોક ૧

તે વખત ત્યાં દે છે શીખામણ, સાંભળ જીવતું ધરીને ધ્યાન; મુસાફરી એ ઘણી કઠણ ત્યાં કળજુગ વાગ્યો છે મસ્તાન. અંધાર પીછાડો નાખ્યો જગતમાં, માયાનું સૌ છે મંડાણ તે થકી ચેત ચેતજ પ્રાણી આગળ થકી તુને કરૂ છું જાણ; સુખઃદુખ જાઓ ભોગવો પૃથ્વીપર એક નામનું કરજો ભજન, લક્ષચોર્યાસી ફેરા મીટાવા કરી આવ્યો છુ કોલ બચન ચોક ૨

નવમાસ ધરી ધ્યાન જનમ્યો બાળાપણુ તો ગયું અજાણુ; બની જુવાન ફાંકડો મુસાફર ભર જોબનમાં થયો પેલવાન; કરી દુનીયામાં સહેલ મોટા મોટા મેહેલ ગેલ કરે છે રાગતાન દોલત દુનીયા દેખી ફુલાય પ્રાણી કામ ક્રોધ કરે છે અભીમાન, ચાર દહાડાનું ચાદરણું તેમ ગઈ જુવાની થયું ઘડપણુ, લક્ષ ચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ૩

દડમજલ ફોજ છુટી જમની અદલ હુકમદે રાજા ધરમ; પડયો ઘેરો જઇ કાયા ઉપર નત્રસે નાડી પડી નરમ; ટગમગ જુવે સગા ભાઇબંધ ટવળે પ્રાણી નહી પડતી ગમ; કર અટકયા કરામત ઘટી ગઇ દશ દરવાજે પેઠા

જમ. અગમ વાત પેલી સુજી ધ્રુજી જીવ થર થર કાંપે ને કરે રૂદન, લક્ષ ચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલબચન ચોક ૪

પડયો પડયો વીચારે પ્રાણી પડી અંધારી માયા જાળ; આવ્યો છોડવા ને બાંધ્યો ગાંસડો ઉલટુ પાપ વળગ્યું જંજાળ, પડયો જીવ અઘોર વીમાસી એટલામાં આવ્યો અંતકાળ અધર ઉઠયા જમ લઇને જીવડાં ત્યાં તેના થયા બુરા હવાલ; તેને નરક કુંડમાં નાખ્યો પ્રાણી પડે દુઃખ ને કરે રૂદન; લક્ષ ચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ચોક ૫

નહી જગત જીતાયું કોઇથી પાપી પેટ જુઠી માયા. સ્વાર્થી સૌ સગા દ્રવ્યના ધન દોલતપર કરે ચાયા; પડયું હશે જે જયાં તે ત્હાં રહેશે ફુંકી દેશે કંચન કાયા, અમર નામ એક રહેસે જગતમાં માણી નામ જે ગુણગાયા અમરચંદ કહે હાથ જોડી મારા અબામાં થાજો પરશાન, લક્ષ ચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ચોક ૬

## છંદ ૮૨ મો.

(રાહ ઉપરનો.)

મહા સાગર દરિયા વહે સંસાર રૂપી જાય નીમંળ નીર; બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર;

ચઢી રેલ લોભ લેહેર નદીની તે અંદરથી ઉતરવું પાર;
કામ ેાધ મોહ રૂપી વમળ ફરે, તે અંદરથી તું ઉગાર;
મગર મચ્છ થઇ વળગ્યાં છોકરાં બૈરી સઉ કુટુંબ પરીવાર
જાળ પડી માયાની તુંમારી. તે આગળ સઉ છે નાચાર
પવન રૂપી મા પાપ ડુગાવે, નથી રહેતી છાતીને ધીર,
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર.
ચોક ૧.

સુકાન ફરે તેમ મન ફરે મા થઇ રહ્યું ડાલમ ડોલે,
ઘમરી ખાઇ પડશે શડ ભાંગી, ધર્મ ધજા ફરફર બોલે;
જીવ ગભરાઈ અથડાઈ પડશે પૃથ્વી મુકુ શીશ અંબા ખોળે
બુડ બુડ થઇ રહયો જીવડો લોભ લેહેરની વાગે છોળે,
તુ માતા મારી જુગજુગ દાતા અંબા માતા ગુણુ ગંભીર
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર ચોક ૨

લઇ મુકોમા દેશ હમારે હું બેઠો તારે વિશ્વાસે,
તુંહી તુંહી કરી કરૂં છું સ્મરણુ તરવાની મારે આશે
કરી મહેર દેશમાં લઇ જાઓ આવવું પરદેશ મીટી જાશે
લક્ષ ચોર્યાશી ભુલા ભટકવું મીટાવ કહે તારો દાશે, ભુલ
પાડી ભટકાવસો નહી મા સદા રાખો મન મારૂં થીર; બેઠો
નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર ચોક ૩

સંસાર સમૂદ્રમાં પડયો પૃથ્વી અંબામાં સાંભળજો
સવાલ, ચોગરદમથી ગયો ઘેરાઇ ઉપર પડી માયાની જાળ;
હજી માજી થઇ કૃપા તમારી અંબામાં તું દીન

દયાળ, રાખી નામનો આશરો તારો હું તો બેઠો માત મને ઝાલ, અમીચંદ કે પાર ઉતારો આખર ખાખ થશે શરીર બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર. ચોક ૪

———:o:———

## છંદ ૮૩ મો.

( રાહ ઉપરનો )

ધારી વાત નહી થઈ હમારી મનકી રહી મનમા માજી હુકમ થયો નહી રહ્યો જાય જીવ જમ પેઠા તનમાં માજી કોડી કોડી ધુન જોડી મેળવું; પ્રપંચ બહુ કરતો માજી, કાવા દાવા કરી જગતમા પાપી પેટ ભરતો માંજી. થન થન વાચા ઠગાઈ કરતો દયા નહિ ધરતો માજી, મુરખ મન નહિ સમજો પ્રાણી શીરપર કાળ ફરતો માજી; વણુજ કરી વેપારી બન્યો લપટાયો ધનમાં માજી, હુકમ થયો નહિ રહો જાએ જીવ જમ પેઠા તનમાં માજી, ચોક ૧

મેડી માળીયા બાંધી બેઠે જીવ ગર્વ કરી રહેતો માજી માત પીતા ભાઇબંધ સગા સઉ સાથને એમ કહેતો માજી; ખાએ પીએ ખરચે ધન દોલત સત વાત નહી લેતો માજી; દગલે દગલે પાપ થયું નહી ધરમ દાન દેતો માજી; આજ કાલમાં જીંદગી પુરી થઈ નહી રહ્યું મન સ્મરણુમાં માજી, હુકમ થયો નહિ રહો જાય જીવ જમ પેઠા તનમાં માજી, ચોક ૨

ગયા શ્વાસ સૌ છોડી આશમાં આખર છે મરવું માજી

કર્યાં કર્મ ભોગવવા પૃથ્વીપર ચોરાશી ફરવું માજી; કામ ક્રોધ લોભ મોહ મદ એ પાંચેથી ડરવુ માજી; કઠણ મહા સંસાર સમુદ્ર ભવ સાગર તરવું માજી; ચડયો લશ્કરી લડવા ને તું ઉગારજે રણમાં માજી, હુકમ થયો નહી રહો જાય જીવ જમ પેઠા તનમાં માજી. ચોક ૨

ચાર દિશા ઓર અડશેઠ તીરથ બહુ ભુલા ભટકો માજી આખર પડયો અડબડીઆ ખાઇને કંઠે પ્રાણ અટકો માજી કરે અદલની બદલ નહી છોડી કાયા પ્રાણ છટકો માજી મરણ વેળા મુસ્કેલ અંબા દો જ્ઞાન રૂપી ચટકો માજી અમીચંદ કહે હાથ જોડી રહું પ્રસન્ન દરસણમાં માજી હુકમ થયો નહિ રહો જાય જીવ જમ પેઠા તનમાં માજી ચોક ૪



## છંદ ૮૪ મો.

### (રાહ ઉપર પ્રમાણે.)

ચેત ચેતન ચોબદાર સ્વાર દડ મજલ ફોજ જમકી છુટી; ભજમંન અંબા માત સમર જીવ જમે કાયા નગરી લુટી; શેહેર તમારૂં થયું બેરાને મનરાજા શું કરે વિચાર; ચઢી અણુચિતુ લશ્કર આવ્યું પડયો પડાવ જઇ દશે દુવાર ગેબી ગોળા આવ્યા ઉછળતા કામ ક્રોધ નાઠા અહંકાર; સુર સિપાઇ લગે ભાગને છુપ ગયે નેકી ચોબદાર, પછી જીવ સંકેલવા બેઠો આવી આપણી અદલ ખુટી; ભજ મંન અંબા માત સમર જીવ ચોક ૧

ફત્તેહ થઈ જમ રાજાની જીવ હારી ફરે છે થઇ નિર્બળ ધન માજી એ માયા તમારી ખુબ જુક્તિથી કરી અકકલ; નવસેં નાડી બોતેર કોટડી વ્યાપી રહયું જમનું પાયદલ; જીવ કરે ગભરાઇ મનમુબો જાવું બ્રહ્માંડે થાઉ અવિચલ; નાભી કમળથી છટકયો જીવ તેવો જમ બેઠો કરી મજબુતી; ભજમન અંબા માત સમર ચોક ર

નાભી કમળથી છટકયો જીવ તેવો જમ બેઠો તે દ્વાર ઘેરી; નથી ગતી બ્રહ્માડે જવાની એ માજી લીલા તેરી; ધમણુ ચાલે જીવ ગભરાયે ચઢ ઉતર કરે ફેરાફેરી. કંઠ આગળ જઈ રહો જીવ, જમે બાંધ્યો જીવને લઈ ઘેરી; નથી ચલણુ ત્યાં આગળ કોઇનુ આવી અદલ દોરી તુટી ભજમન અંબામાત સમર ચોક ૩

કાયા નગરિ હારી ગયો જીવ ધન દોલત રહયાં પૃથ્વી પર; પાપ પુન્ય બે સાથે રહયાં જીવ જમ ચલા ઉચકી અધર; અરે મનડા તુંતો મારા માજી નામનું સ્મરણુ કર; અંતકાળની વખત બુરી મારો સાંભળી જીવ ધ્રુજે થરથર; **અમીચંદ કહે જશે જીવ જેમ પીંજરથી ઉડી તુતી; ભજ** મન અંબામાતા ચોક ૪

## છંદ ૮૫ મો.

(રાહ ઉપરનો)

શમાલ મંન મસ્તાન મેરા દીલ માયામાં કયું ગયો ગલક, અલગ રહેશે તારી કાયા સુતી દેખે તમાસા સારી

ખલક, તું તારૂં તપાસ મંન હવે મનસા અવતાર નહિ હસે; સમજી સતગુરૂ સરણે રહેજે અંખા તારી પુરશે આશે અનુભવ સુરજ ઉદે કરે તો સહેજે અંધારૂ મટી જશે; આ અવસર ગયો ફરી નહિ આવે પછી પસ્તાવો પૂરો થશે; જાત જીવની જોઈ નહિ ગયો મનખો હમારો અજી તલક, અલગ રહેશે તારી, ચોક ૧

રત્ન મણી મનુષ્યા દેહ આવ્યો માટે માર્ગ સીધા ચાલો, અમૃત આવ્યું હાથ તમારે તેને ઝડપ પકડી ઝાલો કયાંથી આવ્યાને ક્યાં જવું તેની પરખી પ્રીત પુરવ ભાળો, આદ્ય શકતીનું સ્મરણ કરી મે હાથ લીધો પ્રેમને પ્યાલો; કાયા માયા છે કારમી પડે કાયા જીવ રહે નહી પલક, અલગ રહેશે તારી ચોક ૨

અનુભવ મારા ઉરમાં આવ્યો સુથળ સુક્ષ્મ ભેદ બતલાવ્યો, ઓહં સોહં નાભીથી ઉપડયો, સુનમાં જઇને સમાયો; દુર જાણ્યો તો દેવ હમારો પ્રીતે પાસ મને પરખાવ્યા; ભ્રાન્તી ભાંગી ભેદ ભરપૂર જાણ્યો ગુરૂએ શાનમાં સમજાવ્યો; ઉઘડયો અનુભવ થયું અજવાળું કોટી સુર્ય તેજ રહ્યા ઝળક. અલગ રહેશે તારી ચોક ૩

પ્રેમ પ્યાલો પીધો માજી નામનો કોટી જન્મ કુમતી કાપી; અમર મંત્ર અવીનાશીનો આપી અમર પટો વળી લખી આપી; આણંદભેર મા એ હાથ ઝાલ્યો પૂત્ર કરી

રાખ્યો સ્થાપી,
આવાગમન દુઃખ સેજે મટાડે, સચરાચરણમાં રહિ વ્યાપી
અમીચંદ કહે માજી નામની બાંધી ઢાલ સદા રહે ઢળક
અલગ રહેશે તારી ચોક-૪



## છંદ ૮૬ મો.

ગાવું હોય તો ગાઇ લો ભાઇઓ, ભજન કરો સઉ ધ્યાન ધરી
ધ્યાન ધરી કોઇ ગાતું હોય તેમાં તલપ મારી નહિ ગાવું ફરી
ફરી જાય તેની મનની વૃતિ, તેનો તું કંઇ કર વિચાર,
વિચાર કરી વિવેકથી બોલો, કરો સમાગમ ગુરૂ દ્વાર,
ગુરૂ દ્વારની ગુરૂ ગમ ન્યારી; ગુરૂ જ્ઞાને તરીએ પાર,
પાર ઉતારે ભવજળ તારે, મોક્ષ માર્ગ બતલાવે દ્વાર.
દ્વાર દુર છે કઠણ માર્ગ તપસ્વી મુની રહ્યા ધ્યાન ધરી,
ધ્યાન ધરી ચોક-૧

ફરી હવે હું નથી કહેવાનો, ધરી બેઠા અંબાનું ધ્યાન,
ધ્યાન ધરી છંદ ગાઉં અંબાના, સર્વ જનનું કરે કલ્યાણ
કલ્યાણ થાય આત્માને ઓળખે, તદરૂપ બનીને વર્તે સમાન
સમાન દ્રષ્ટિએ સૌને વર્તે, હું મારૂ મુકી અભિમાન.
અભિમાન મુકીને સાંભળો, આદ્ય અંબાનું ધ્યાન ધરી,
ધ્યાન ધરી ચોક-૨

ફરી વખત આવો નહી આવે, બળી ખાખ થાશે આ તન
આ તન મારૂં આ ભવનું છે, મીથ્યા મારૂં કરી માને મન,

મન માર ખવાડે જગતમાં, મારૂં મારૂં કરી મેળવે ધન,
ધન માલ સૌ રહેશે જગતમાં, સાચું ધન માનુ દર્શન
દર્શનથી પ્રસન્ન થાય માજી, ભક્તિ કરો સઉ ધ્યાન ધરી.
ધ્યાન ધરી ચોક—૩
ફરી ફરીને થાકયો આ જીવ, જન્મ મરણનું મોટું દુઃખ
દુઃખ દરિયામાં ડુબી મુઓ જીવ; નથી જરા સ્વપ્નામાં સુખ
સુખ જુવે જીવ સ્વપ્ના જેવું, જાગે જુઠું ના ભાંગે ભુખ,
ભુખ ન ભાંગી ભવો ભવ ભમ્યો ભજન કરે માનું નીરખ્યું મુખ
મુખ નીરખ્યું **અમીચંદ** કહે શ્વાસોશ્વાસ માનું ધ્યાન કરી
ધ્યાન ધરી ચોક—૪

—:o:—

## છંદ ૮૭ મો. રાહ ઉપર પ્રમાણે.

### નીરંજન ગુરૂ વિષેનો છંદ.

શિષ્ય કહે શીર નામી સત ગુરૂને એક પ્રાણી એમ કરે ઉચ્ચાર.
માયા રહીત લેપન નહી જેને ગુરૂ કરવા કહે નીરાકાર;
ગુરૂ કહે સાંભળ ચીત્ત ધરી, મારી ટુંક બુદ્ધિ હુ અલ્પ મતિ
સેજ સાધારણ કહું દાખલો જુઓ શાસ્ત્ર નહિ જુઠ રતિ
આદ્ય શક્તિનું સ્મરણ કરી કહુ બુદ્ધિ આપે મારી સરસ્વતિ,
નિરાકારના શિષ્ય કોણ છે સાકારના બતલાવું અતિ,
નીરવીકાર નીસ્પત નહિ જેને શું કરવા જન્મે સંસાર,
માયા રહિત લેપન નહિ ચોક—૧

માયા વિના સંસાર નહી, સંસાર વિના નહિ પાર મળે
શિવ બ્રહ્માનાં સાકાર ગુરૂ છે, નારદ ગુરૂ પાર્વતીના ભલે,
વસિષ્ઠ ગુરૂ રામચંદ્રના, ગુરૂ વિના નહિ જ્ઞાન મળે;
સુકદેવે ગુરૂ જનક કર્યો વાલ્મિક સીતાના નહિ ટળે;
નિરાકાર જો ગુરૂ થાત તો, મહાત્મ પૂરૂષ કેમ કરતે વિચાર;
માયા રહીત લેપન નહી. ચોક ૨

મતલબી સંસાર સઘળો, બીન મતલબી કોઇ બતલાવે
મતલબ ત્યાં માયાનો પસારો માયા છોડી કહી નહિ જાવે;
આગે માયા પીછે બ્રહ્મ એમ નીરમળદાસ ભજન ગાવે;
અસુરી માયા દુર કરી દૈવ માયામાં દીલ લલચાવે;
સંશે મનનો કાઢી નાંખવો બીન સંશેથી ઉતરે પાર;
માયા રહીત લેપન નહી, ચોક ૩

સ્વગુરૂનું શોધન શોધી આત્મ જ્ઞાને ધ્યાન ધરો,
ગુરૂ ઉપદેશ લઇ જાપ જપી ને શુદ્ધ દીલથી ક્રીયા કરો;
રૂપ મટી અરૂપમાં ભળશો ગુરૂ જ્ઞાને ભવ જળ તરો;
નીરાકારને ગુરૂ કરી પછી કહો ભજન તમે કોનું કરો;
અમીચંદ કહે પરીબ્રહ્મ પરમેશ્વરી, નિરંજન નીરાકાર;
માયા રહીત લેપન નહી. ચોક ૪.



## છંદ ૮૮ મો.

મંગળકારી મંગળવાર છે, સદા મંગળ મા કરતા રહો;
મંગળ મુર્તિ પૂજે સર્વંજન, મંમાયા દુઃખ હરતા રહો;
સેવક સાંધે મંગળવાર માં, શુભ કામ સિદ્ધ કરવાને,
મેષરાશીના ગુરૂ મંગળમાં હુંતો બેઠા ધ્યાન ધરવાને;
જોગ સાધી ચંદ્ર જોગણી, સદા સંકટ દુઃખ હરવાને
ભવ જલ તારો પાર ઉતારો, મટે ચોર્યાશી ફરવાને;
ધુંન લગાવી બેઠો મા, આવી સેવક પર ધ્યાન ધરતા રહો;
મંગળ મુર્તિ પુંજે સર્વંજંન ચોક ૧.
જોગ સાંધવો સહેલો નથી મા, પુર્ણ દ્રષ્ટી જો હોય તારી;
મહેર વિના મારૂં કંઇ ન ચાલે કૃપા કરોકલ્યાણકારી;
સાંધા વાંધા ઘણા આવે મા હું પદમાં કંઇ ગયા હારી;
સેવકજંન સઉ ધ્યાન ધરજો ન કરશો તારી મારી;
સતગુરૂની સંગત કરજો, નુગરાથી સઉ ડરતા રહો;
મંગળ મુર્તિ પુંજે સર્વંજંન ચોક ૨
ભક્તિ કરવી ભાવે ભક્ત જંન, કોઇની ન રાખવી દરકાર
સાધન સાધો એ છંદ મંત્ર છે. સુભ મુર્તમાં થયા તઇયાર
એક ચિત્ત સ્થીર સ્થાવર રાખી, સમરી લીધો મા તત્વ સાર
શાસ્ત્ર ભેદ મુકી છંદ ગાઉં, મારો બેડો ઉતારો અંબા પાર;
એક એક મારે તુંહી તુંહી અંબા, રક્ષા કારણુ ફરતા રહો;
મંગળ મુર્તિ પુંજે સર્વંજંન ચોક ૨

મંગળવારે માજીને સમરે, મનમાન્યા સુખ આપે એ,
બાળકને બળ બુદ્ધિ આપે. પુત્ર કરીને સ્થાપે એ;
રીદ્ધિ સિદ્ધિ કરે વંશની વૃદ્ધિ, આવ્યાં સંકટ કાપે એ,
એ કહું તે તુંહી તુંહી અંબા, સચરાચરમાં વાપે એ.
**અમીચંદ** કહે મંગળ કારી સૌ સત શબ્દ ઓચરતા રહો;
મંગળ મુર્તિ પુજે સર્વ જંન ચોક ૪.



## છંદ ૮૯ મો.

રાહ ઉપરનો.

સતગુરૂને ઉપદેશ બતાયા, ચેલા ચેતવણી કર કરલો;
કુથલી છોડી શાર વસ્તુ પકડકર. માજી નામ સમર કરલો
જનમ લીયા જદ કયા લે આયા, કયા જગતંનમે આકર લો
બની સોદાગર આયા જગતમાં કર બંદગી સોદા કર લો
બડી ફજરમેં સ્નાન કરના, માજી નામ ભાવલા કરલો;
ધર્મ ધ્યાન તો સંપત પરહે દયા દાનશે નફા કરલો;
દયા દાન છે સૌથી મોટું કરી હોરત ફર ફર કરલો
કુથલી છોડી શાર વસ્તુ પકડકર માજી નામ સમર કરલો
ચોક ૧

સાત પાંચકુ છોડ ગુરૂકે માજી નામકા ખપ કરલો;
એકી નામસે ભજલો અંબા ધ્યાન ધરી તુમ જપ કરલો
કામ ક્રાધકુ દુર કરી પ્રીર, માજી નામકા ખપ કરલો;

હોઇ નામસે તરો ભવસાગર ગુરૂજ્ઞાન તે ચપ કરલો,
કરમ કુટતા જન્મ જશે ભાઇ, માજી નામ ધાંન ધર કરલો
કુથલી છોડી સાર વસ્તુ પકડ કર, માજી નામ સમર કરલો
ચોક ૨.

મારૂં મારૂં શું કરે મુર્ખા, પ્રાણી તુમ ખટપટ કરલો
પાવુ પલકી ખબર નહિ, કરના સુકીત ઝટપટ કરલો
ખરી વસ્તું ખપ કરી સંઘરજો, ખોટા સંગ તુંમ મત કરલો
કાયાકા મત રખો ભરોસા, ગુરૂ જ્ઞાન તે અંગત કરલો;
માના સણુગારનો પાર ન આવે, મોટી વસ્તુ ધ્યાન ધર કરલો
કુથલી છોડી સાર વસ્તુ પકડકર માજી નામ સમર કરલો
ચોક ૩

કાયા કંચન મન રતન ભાઇ, સમજ દીલમે જતન કરલો
આન પડે સંસાર સમુદ્રમે તીરનેકા તો મથન કરલો,
ફીરો શહેર વસ્તી જંગલોમેં અંબા નામસે રટણ કરલો;
ભલી બુરી બે રહેસે જગતમેં ચેતી ચીત ચેતન કરલો
**અમીચંદ** કહે છંદ બનાવી અમકુ ચેલા તુમ કર કરલો
કુથલી છોડી શાર વસ્તુ પકડનાર માજી નામ સમર કરલો
ચોક ૪

## ભલા શિષ્યની યાદી.

કંઇક માણસો થોડા ઘણા છંદ શીખી તર્ક બાંધી
જાતે છંદ બનાવી ગાય છે પણ આ શીવલાલભાઈ ઘણા

વરસના જુના અનુભવી છે છતાં એક ટેકથી ગુરૂની વાણી ગુરૂ તરીકે માની તેનીજ વાણી પર ને તેનાજ બનાવેલા છંદ પર પ્રેમ રાખી માજીના છદ ગાતા ત્રીસ અથવા બત્રીસ વરસ થયા પણ પોતાનો ભાવ છે તવોને તેવોજ રાખી તેના તેજ છંદ ગાય છે. પોતામા બનાવવાની સત્તા છે તે ઉપરથી આ નીચે લખેલા છદ બનાવી ગુરૂની વાણી પર ભાવ બતાવ્યા છે તે વિષેનો છંદ એ શિવલાલભાઇ શાંત સ્વભાવના ને ઉદાર મનના હતા સન ૧૯૬૬ ના ભાદરવા વદ ૫ ને શનીવારે માજી શરણ થયા છે.



## છંદ ૯૦ મો.

અંબામાં તારૂ દર્શણ દુર્લભ એ રાહ.

જાતે બનાવી નથી ગાતો મા. ગુરૂની વાણીપર રાખી પ્રેમ;
ગૂરૂ મત્રમાં છંદ માજીના, હરદમ ગાઇ હું રાખું નેમ ટેક
તારા ભક્તની લાજ રાખે તું અનુભવી તારા જાણે ગુણ
શુદ્ધ કરી સમજીને શોધી, છંદમાં શબ્દ રાખે ચુન ચુન
સર્વ શાસ્ત્રનો શાર લઇ તમે કર્યો કામ પર રાખી ધુન
વૈરાગ વિવેકમાં રહી કરી જુવો, ભીત્તરસમજી શુન્યમાંશુન્ય
જાગ્રત સ્વપ્ન શુશુપ્તિ તુરીઆ, ચાર અવસ્થા સમજે જેમ,
ગુરૂ મંત્રમાં ચોક. ૧

ચાળીશ વરસ થયાં ટેક રાખી કરી, ભક્તિઅનુભવ મેળવ્યો સહી
હર નવરાતર આસો મહીને, છંદ ગાએ અંબામાં જઇ

ભક્તિ કરવા ભકત કહેવાયા, પડી છાપ જગતને મહીં
ભાનુ ધર્યું એને માજી નામકું આકિન મુકી નંહિ ભટકયા કંઇ
વેદ પુરાણુ શાસ્ત્ર સાંભળી સત સમાગત કરે છે તેમ,
ગુરૂ મંત્રમાં, ચોક ૨

એવા અનુભવિ સ્થિર મનના, ભકિત કરી ભજ્યા માજી,
છંદ ગાતા થયા પ્રસન્ન માજી સદા ભકત પર રહે રાજી
સંકટ સમે સમરેથી આપે ઝટ દરશાન દે અંબાજી.
ભવ દુઃખ ભાંગે ભવજળ તારે શરણાગતને શીર ગાજી
માજી ભજી માજી રૂપ બન્યા તે છંદમા ખામી રહે કેમ,
ગુરૂ મંત્રમાં, ચોક ૩

આવા ભકતને ગુરૂ કરી લઈ, છંદ ગાઇ હું કરૂં ભજન
હાથે જોડતા બાધક આવે, ગુસ્સે થાય તો કરે વીઘન
મૂખત્યાર બેરીસ્ટર ભાષણ કરે તેમાં, બેરીસ્ટર પર રહે વજન
તેવા તમારા ભગત અમીચંદ ગુરૂ કર્યા મેં સાંભળી છંદ
એ છંદ ગાતા આનંદ થયો શીવલાલભાઇ કે' રંગીલદાશ કેમ
ગુરૂ મંત્રમાં, ચોક ૪



## છંદ ૯૧ મો.

( અંબા મા તારૂ દરશણુ દુલ્લભ એ રાહ. )

આપો આજ્ઞા અંબા માતા, હાથ જોડી માગું છું રજા,
વિવાદ થકી જ્યાં ગાનું થયું ત્યાં, નહી ભકિતની રહી મજા
મારૂં ચીત મા હવે હમણાં તારા ઉપરથી ખસી ગયું,
કરી અરસ્યા છંદ બોલે, તે છંદ પર છંદ કહેવામાં રહ્યું,
ધ્યાંન ચુકાવી દીકું મારે, નહી સેવાયું જાય સહ્યું,

જ્ઞાની તો મા ધ્યાન લગાવે' અજ્ઞાની તો કરે કજા; વીવાદ
થકી જ્યાં ગાનું થયું. ચોક. ૧

ભકતી કરવી એક દીલે જેમ, તારો મારો જીવ મળે
ચેતન ચુકી જાય નહીં તો આવાગમનનો ફેરો તળે
કરી અરસ્યા છંદ બોલું મા તેમા મારૂ કંઇ નહી વળે
તે કરતાં એક ચીતે સાંભળે તો તેનું ફળ તરત મળે
ચતુરચેતી ચીંતામાં પડશે. અજ્ઞાનીનેમન પડે મજા વીવાદ
થકી જ્યાં ગાનું થયું. ચોક. ૨

સલામ કરી બેસુ માં તમને તો કોઇનો ગાંઈજો ના જાવું,
માં પ્રતાપે બાળક તમારો બેઠા છંદ બનાવી ગાવું,
તમે કંઠપર આવી ચડો હાં બેઠા હું ધુન મચાઉં,
છંદ પર છંદ બનાવી ગાવું, હુકમ હોય તો નહી અચકાઉં
રજા વીના નહી ઉલટે સમુદ્ર, અજ્ઞાની નુગરા બાંધે ધજા
ત્રિવાદ થકી જ્યાં ગાનું. ચોક ૩

એમાં કોઇનો વાંક નથી, મારે પેલા જન્મનુ પાપ નડે,
પ્રેમ થકી મા છંદ ગાઉં છું, તેમાં વચે આવી અડે,
એતો માજી માયા તમારી, બ્રહ્માદીક તો ભૂલા પડે,
મોટા દેવ મહાદેવ ભુલ્યા, રૂષિમુની કંઇક બડે બડે,
અમીચંદ કે રેજો મદદમાં સો છોડી મેં તુને ભજા
વીવાદ થકી જ્યાં ગાનું થયું ત્યાં નહી. ચોક ૪



## છંદ ૯૨ મો.

### જોગણીનો છંદ

( રાહ ઉપરનો. )

ગુરૂ કહે સાંભળરે ચેલા સઘળે શક્તિ સચરાચર;
સાંધી જોગને આસન માડે કરે જોગણી રક્ષા પીઠપર;
રાખી જોગણી પીઠપર બેશે કરે અંબા તેના સિદ્ધ કામ,
લાભ કરે સનમુખ ચંદ્રમાં રહેવાના બતલાવું ઠામ;
પ્રથમ ઘર કહું જોગણીના જે પંદર તીથીમાં બદલે ઠામ;
પડવો નોમ રહે પુર્વ દીસાએ માતા જોગણી કરે મુકામ,
બીજને દસેમ ઉત્તર દીશાપર છે મતા જોગણીનું ઘર,
સાંધી જોગને આસન માંડે. ચોક ૧

ત્રીજ તથ અગીઆરસે રહે અગ્નિ ખુણે જોગણી નિરધાર;
ચોથને બારસ નૈરૂત્ય ખુણે પાંચેમ તેરસ દક્ષિણ દ્વાર;
છઠને ચૌદસ પશ્ચીમ દીશાપર સાતેમ પુનેમ વાયવ્ય મોઝાર,
આઠેમને અમાવાસ્યાને દીન ઇશાન ખુણે સમજી લો સાર
એ તો ઘર કહ્યા જોગણીના હવે ચંદ્રમાના ચેલા સુણ ઘર,
સાંધી જોગને આસન માડે. ચોક ૨

મેષ સિંહને ધનના ચંદ્રમાએ પૂર્વ દીશાએ ઘર સહી
વરખને કન્યા ચંદ્ર મકરના જઇને રહે દક્ષણને મહીં
કુંભને તોળા ચંદ્ર મીથુનના પશ્ચિમ દીશાએ રહે છે જઇ.
મીન કર્ક વૃશ્ચિકના ચંદ્રમાં જઇને રહે ઉત્તરને મહી.

ચંદ્ર જોગણીના ઘર સાંધો સાચી વાત જોશી શાસ્ત્ર,
સાધી જોગને આસન માંડે. ચોક ૩
એ પણ માજી માયા તમારી ચારે વેદ અરાઢે પુરાણ,
તર્ક શકિત ચાલે જ્યાં સુધી ત્યાં તે જઇ અટકે નીરવાણ
સ્થીર કરી પછી બેસે મનને તે તો માજી તારૂ ધરીને ધ્યાન
મારે મન તુહીં તુંહી સો એક છે સઘળે શક્તિ ઠામો ઠામ;
અમીચંદ કહે હાથ જોડી મારે શીરપર અંબા જોવાવર,
સાધી જોગને આસન માંડે. ચોક ૪



## છંદ ૯૩ મો.

(અધર ગાતા હોઠે હોઠ અડકે નહી)
રાહ ઉપરનો.

અધર છંદ ગાતા આનંદે આજ લાજ રાખ સરસ્વતી;
અરજ કરી શીર ચરણ ધરતે; સંતનકે કારજ કરતી.
અધર આસન નરસીંગીકા નખશીષ સજતી સણગારે;
કડા સાંકળા કાળીગાંઠી ડાલા ગળે કંચન હારે,
ઘાલી નથની નાકે કાને કાંટા કરણ લાલ ચળકારે;
કરી આડ તીલડી તતક્ષણ સજ્યા સારા સણગારે;
અરસીધી કરજે સીધકારજ નહી જાણી કંઇ તારી ગતી.
અરજ કરી શીર ચરણ ધરતે સંતનકે કારજ કરતી.
ચોક ૧

કળી કાળ હે કઠણ દીનસે દીન ઘસ ઘસકે આત હે,
ઘટે દાન દક્ષણા દયા દીલ અસત દેખી હરખાતા હે,
નીચ કરે સંગતી સારાની સારા નરસાને ચાહતાં હે.
ચત્રસીંગી ચીંતાને ટાળજે આજ અધર છંદ ગાતા હે.
લખ્યા લેખ જે છઠ્ઠીના તે અંદરથી નહિ ઘટે રતી,
અરજ કરી શીર ચરણ ધરતે સંતનકે કારજ કરતી.
ચોક ૨

અધર જળ જળ અધર ધરતી અધર દેખતા સારા ગગન
અધર આના અધર જાના અધર રહ્યાં સારા જગતન,
આનંદકારી હરસીધ્ધી કરગરી કે તારા સંતન
આયા જાયા અધર અઠડાયા નહીં કીયા તેરા દરસન,
નહીં નીરખી નારાયણી, નીરાકારી ઇચ્છા શક્તિ,
અરજ કરી શીર ચરણ ધરતે સંતનકે કારજ કરતી,
ચોક ૩

રખના દયા તે દીલકે અંદર અકળ કળા તેરી ન્યારી;
અધર નાદ અણુચીંતા ગરજતે રાજા ઇંદ્રિ કરે કીલકારી
ધરતી અંદર ધ્યાન કરતી દેખ રહી ખલખત સારી,
સારી ખલખત શરણે રેતી, હરનીસ કરે રટણાં તારી,
અંચંદ કહે છંદ અધર ગાતાં કંકાળી સણગાર ધરતી
અરજ કરી શીરચરણ ધરતે સંતનકે કારજ કરતી.
ચોક. ૪



## છંદ. ૯૪ મો.

### રાહ ઉપરનો.

અંબામાં સંસાર સમુદ્રમે મહા જાળ નાખી માયા
કોઇ કીશીકા નહી જગતમે ચલા જીવ છોડી કાયા;
જુઠી કાયા જુઠા માયા જુઠા હે સબ સંસારે
જુઠી દોલત જુઠી દુનિયા જુઠા હય સબ પરીવારે,
જુઠી મેડી જુઠા માળીઆ જુઠા હે સબ વિસ્તારે,
જુઠા સુના જુઠા રૂપા જુઠા હે સબ ભંડારે,
અજબ તરેકી બાજી રચાઇ જુઠા ખેલ સબ રચાયા
કોઇ કીસીકા નહી જગતમેં. ચોક ૧

જુઠી મોબત જુઠી પ્રીતિ જુઠા હે શબ વીસ્તારે,
જુઠી મોહેણી જુઠી મમતા જુઠાં હે ખબ પરીવારે
જુઠાં ભાઇબંધ જુઠી બીયાં જુઠા હે સબ સંસારે
જુઠાં લોભ હે જુઠી લલુતા જુઠા હે સબ હુંકારે,
પાંચ તત્વનું બન્યું પુતળુ. ઘટઘટમેં તારી છાયા
કોઇ કીસીકા નહી જગતમેં ચલા જીવ છોડી કાયા. ચોક ર
અવધ બાંધી અવતર્યો જગતમાં ધર્મ ધ્યાન પુન્ય કરવાને
મોહમાયામા ધન મેળવ્યું પાપી પેટજ ભરવાને,
લોણું કરતા દેવું થયું મા લખચોયાશી ફરવાને
ધર્મ ધ્યાન તો કંઇએ કર્યું નહિ આખર પડયો મરવાને;

પુરી મુદતે પૃથ્વી પડયો, ફરી ઝટપટ જમડા આયા;
કોઇ કીસીકા નહી જગતમેં ચલા જીવ છોડી કાયા; ચો. ૩
લોકે ફુંકી દીધી કાયાને નહિ રહી કાંઇ એધાણી
દિનસે ગણુતાં માસ વર્ષ જુગ સ્વપ્નેમેં કંઇ ન જાણી;
મીલે પવનમેં પવન તેજમેં તેજ પાણીમેં મીલે પાણી;
મીલી મીટીમેં મહારાજ ગીરકે ભજો અંબા એવું જાણી
અમીચંદ કહે સાચા જગતમેં, અંબા નામ મુખશે ગાયા;
કોઈ કીસીકા નહી જગતમે; ચલા જીવ છોડી કાયા ચો. ૪

———:o:———

## છંદ ૯૫ મો.

રાહ ઉપરનો.

ભક્તિ ભક્તિ સૌ જન કહે છે, ખરા ભકત તો રાખે ટેક;
ટેક રાખી નહી ડરે જગતથી ભ્રમણા ભાગીને ઓળખે એક.
એક નિરંજન આપ સ્વરૂપ છો. અખંડ બ્રહ્માંડમાં મમમાયા
માયા છોડી રૂપ પલટી રહ્યા છો, ઘટ ઘટમે તારી છાયા.
છાયા હોય જેને દેવ ગુરૂની, અમર પદને તે પાયા;
પાયા અમર પદ શુરવીર ટેકી ખરા ભકત તે કે' વાયા
કે'વાયા કાળીદાસ કાળીના, ભોજ સભામાં રાખી ટેક;
ટેક રાખી ચો. ૧
એક ઓળખે ખરા ભકત જે. પાંડવ પ્રલ્હાદને બળીરાય;
રાય અંમરીખ જુઓ વિભિક્ષણુ, જનક વીદેહી જે કહેવાય

કહેવાય ભકત વલ્લ ઘોળા માતા બહુચરી કરતી સ્હાય;
સ્હાય કરી જુઓ ચંડીપાઠમાં, સુરઠ વૈશ્ય પર પ્રસન્ન માય
માય સ્હાય કરે ભકત જનને, ખરા ભક્તતો રાખે ટેક:
ટેક રાખી ચોક–૨

એક ગુરૂ જેને શીર પર સાચા, ખરો માર્ગ તે બતલાવે,
લાવે શાસ્ત્રનો ભેદ બતાવે, વિના ગુરૂ ગોથા ગાવે.
ખાવે માર સંસારનો ભારી, પછી પૂરો જીવ પસ્તાવે,
પસ્તાવે પછી સદગુરૂ શોધે, મોક્ષ માર્ગ તે બતલાવે.
બતલાવે પાળો દયા ધર્મ, કરી ભકિત ભજન રાખીને ટેક,
ટેક રાખી ચોક–૩

એક અખંડને સૌ કોઇ શોધે, અખંડ પૂરૂષ પોતાની પાસ,
પાસ રહયો છુપાઇ દેખો, જેવું દુધમાં ઘૃત કરે છે વાસ.
વાસ વસે સદા દુધની અંદર. દહીં કરી વલોવો છાસ;
છાસ ઉપર રહે માંખણુ તાવો, બને ઘૃત ને થાય વિશ્વાસ
વિશ્વાસ રાખી શ્વાસોશ્વાસ સમરે, અમીચંદ કહે રાખી ટેક
ટેક રાખી ચોક–૪



## છંદ ૯૬ મો.

અંબામાં તારૂ દર્શણુ દુર્લભ
એ રાહ.

પ્રાણી માત્ર મારા દેશી બંધુ, ગયો વખત નહિ આવે ફરી,
જાવું દુર રહયો દીવસ થોડા, કરો ભકિત સઉ ધ્યાન ધરી.

અનત ભવનો આ જીવ દુખી, તરવાનું, છે આ બારૂ;
મનુષ્ય અવતાર બારણું મોક્ષનું, સ્વદેશ લાગે સઉને પ્યારૂં
ઇચ્છા કરે પણ નિષ્ફળ જાય જીવ સદગુરૂ મળે કામ થાય તારૂં
પ્રથમ સારદા માત સમરીલે ગુરૂ મળે જાય હું મારૂં
ગુરૂ જ્ઞાન આપે તે લેવું સંસાર સમુદ્ર જાવું તરી;
જાવું દુર. ચોક–૧

ગુરૂ ગમ વાણી કોઈ લે વીરલા ખરા ભગત જે હોય શુરા
ગુરૂ શરણુ જઇ શીશ નમાવે તારો પાર ગુણના પુરા.
ગુરૂ કહે ભાઈ તરવું હાથે કરમ ખપાવિ કરો ચકચુરા,
મનમારી મમતાને ત્યાગો અખંડ જયોતિ વરસે નુરા
ભકિત કરી તરી જવું જગતને સદગુર શબ્દને અનુસરી
જાવું દુર ચોક ૨

ઉઠયા વેહેલા ને ભૂલા પડયા ભાઇ, થયું અસુર અંધારૂ ઘોર
પરવારતામાં આવી પહોચ્યા, કાળ કઠણ લુટારા ચોર,
બાંધી મારશે લઇને જાશે, રોશે સગા કરી શોર બકોર,
જીવ જાશે જમપુરી એકલો માથા ઉપર જમનું જોર.
ભકિત આગળ ન ચાલે જમનું, સંસાર સમુદ્ર જાવું તરી,
જાવું દુર. ચોક ૩

જાગી જોતાં જુઠુ લાગે આ સંસાર છે સ્વપ્નાતુળ
માયા માર ખવડાવે જગતમાં કામ કોધ છે પાપનું મુલ
હેવી માયા ભકિત કહીએ અસત્ય નહિ ચાલે બીલકુલ
ભકિત કરો સઉ આકીન રાખી મળે મોક્ષ જાય બાગ્યખુલ
**અમીચંદ** કહે પાર ઉતારો જન્મ મરણથી ગયા ડરી
જાવું દુર રહયો દિવસ થોડો કરો ભકિત સો ધ્યાન ધરી ચો. ૪

## છંદ ૯૭ મો.

રાહ નવી.

ભૂલે ભૂલેરે હો મુસાફર ભુલે; તારો માર્ગ તું પીછાન,
ચાલ્યો ઉભાન, ગર્વમાં ડુલેરે; એ મુસાફર ભુલે ટેક.

ફેકતો.

આ અગમ વાત પીછાન, ધરોને ધ્યાન વાત કહું સાચી ॥
તું કરી રહયો કલ્લોલ, સાથી તારા ચોર, નહિ
જાઓ રાચી ॥
તમે માની રહયા જે મારૂં, નથી તે તારૂં; શીદ
રહયો નાચી, ॥
હવે સમજી નેમ અટક, રંગ જશે ફટક, પ્રીત ગણુ કાચી ॥
ખોટાને સાચું માની રાખી ઉમંગે, ॥
કામ ક્રોધ લુટારા ચોર ભમે તારી સંગે, ॥
લોભ મોહ માયામાં ચઢી રહયો ખુબરંગે, ॥
ફરે મદમાતો થઈ દમે સૌને અડ બંગે ॥
એક દીન હો જાવે ખાખ ઉડેગી ધુળેરે,
એ મુસાફર ભુલે. ચોક ૧ લો
જરા સમજ સરંજ તું હાલ, આખર પાયમાલ,
અસત્યના કરતા, ॥
સતીઆને સદા રહે સુખ, જરા નહી દુઃખ સત આચરતા, ॥

ગણે સુખદુઃખ સમાન, ધરે એક ધ્યાન, પાર ઉતરતા ॥
જયારે તુટે માયાની જાળ. થાય ત્યારે ન્યાલ પાપ ઓશરતા ॥

## ફેકતો.

નહિ મળે ગુરૂ બીન જ્ઞાન, મુસાફર ભાઈ, ॥
તું તો ફુલ્યો મંન મકલાઈ, અલખી હાથ આઇ, ॥
નહિ બન્યો ગાંધી ભર કરીઆણા મેરે ભાઇ; ॥
જુઓ બહારની વસ્તુ, મહી ધ્યાન લગાઇ, ॥
જો મળે ગુરૂકી કીલ્લી તાળા ઝટ ખુલેરે,
ઓ મુસાફર ભુલે. ચોક ૨ જો
થઈ પ્રસન્ન ગુરૂજી કહે, ચેલો સુણી સહુ ધ્યાન લગાઈ, ॥
ખરો મારગ તો છે એક રાખીને ટેક સદા રહો સ્હાઇ, ॥
ચોરી ચાડીને અંહકાર તજી પરનાર, ભજો મારા ભાઇ, ॥
તજી મીઠીને વળી શુરા, કરો ચકચુરા, છએ મન લાઇ, ॥

## ફેકતો.

ગુરૂ કૃપા હોય તો ત્રીવિધિ તાપ સમાવે; ॥
ઝટ ઉઘડે સ્વર્ગ દ્વાર મારગ: હાથ આવે, ॥
શમ દમ પરતીતી તિક્ષા રાખે ફળ પાવે, ॥
વળી શ્રદ્ધાને સમાધાન એવા ગુણ આવે, ॥
એ તો બંક નાલ પર ચઢે, આનંદમાં ઝુલેરે.
ઓ મુસાફર ભુલે ચોક ૩ જો

એ નિત્ય નીમિત્ત પ્રકૃતિ કહેવાએ અત્યંતી; સમજીને ચાલે,॥
પાંચ પ્રલયને વિચારી, ભજે મન ધારી, સત્ય સંભાળે, ॥
રૂપ શિયળને વળી ધન કુલ જોબન નો મદ ટાળે, ॥
તપ વિદ્યા રાજ્યનો ગર્વ, મુકી દે સર્વ, સ્વર્ગમાં મ્હાલે, ॥

ફેકતો.

વઇરાગ વિવેક ખટ સંપન્તિ મનમાં થાએ, ॥
તેની જીવન મુક્તિ તૃષ્ણા તુટી જાએ, ॥
ત્રણ અવસ્થા ત્યાગી સોહંમાં એ સમાએ; ॥
મુલ વસ્તુ મળે તો જીવ મટી શીવથાએ, ॥
હવે માજી **અમીચંદ** સદા ભિતરભેદ ખુલેરે,
ઓ મુસાફર ભુલે. ચોક ૪ થો

## છંદ ૯૮ મો.

ભજન રૂપી.

કર સત સંગત મન માજી ભજ;
પીએ વીખ પ્યાલા અમરીત તજ. કર સત સંગત
મન માજી ભજ—ટેક.
એ અંબા નામ અમૃત રસ; તે તો પીઇ લે પ્યાલા
પ્રેમ આણી મસ;
પંચ ઇંદ્રી સ્વાદ છોડો ચડસ; ચલ શિધો પ્રાણી
પડશે લપસ;

કર સત ગુરૂ ચરણે લગાદો રજ, પીએ વીખ
પ્યાલા—ચોક ૧

એક ચીત્ત મન ધર અંબાનું ધ્યાન; કર પરખ નીરખ
અંબા પીછાન, હિરા રત્ન માણી અંબાને જાણ
બીજુ સર્વ સુખ પથ્થર સમાન;
ભજ અંબા નામ રાખી ગરજ પીએ વીખ
પ્યાલા—ચોક ૨

સંસાર સેહેલ માયાની જાળ,તેને મોહી મોહી કેમ આણે વહાલ
નહી આવે સાથ કોઇ અંતકાળ મુક કથીર પ્રાણી કંચનને ઝાલ;
કહા ભુલે પ્રાણી મનડાં સમજ, પીએ વીખ
પ્યાલા—ચોક ૩

તુતો સમજ મન કરલે કબુલ, એ માયા જાળ આખર ધુળ;
કહું બહેર બહેર કરલે કબુલ, રહેશે વાસ જાશે કરમાઇ ફુલ;
કહે **અમીચંદ** શુણજો અરજ, પીએ વીખ
પ્યાલા—ચોક ૪

## ભજન રૂપી છંદ ૯૯ મો.

(તુજ બીના મોરી કોણ ખબર લે ગોવરધન ગીરધારીરે એ રાહ)

એક દહાડો ભરવો છે હમારે તેહની ફીકર મા તાહારેરે
દેશી હમારા આવશે તેડવા, હુકમથી તમારારે,

તેડવા આવશે બહુ અકળાશે પડીશ થઇ નાંચારેરે
પીડા પડશે આંસુ ઢરશે પડસે ગેબી મારેરે,
એક દહાડો મરવો છે. ચોક ૧
ધમણ ચાલી કોઇ નહીં વાલી મીથ્યા સઉ સંસારેરે
માત પીતા ભાઇબંધ સગા સઉ રોશે ઘરની નારેરે,
એક દહાડો મરવો છે ચોક ૨
કફ આવી મારો કંઠ રૂંધશે, કહું મા વારંવારેરે;
એ તો ઘડી ઘણી કઠણ કાહાડવી, ત્યાં તો તું ઉગારેરે,
એક દહાડો મરવો છે. ચોક ૩
જો જો મેહેર દ્રષ્ટિથી અંબામા, રહું વીશ્વાસે તાહારેરે;
**અમીચંદ** કહે તુંહીં તુંહીં વાલી તારો ભવજળ પારેરે
એક દહાડો મરવો છે. ચોક ૪



## છંદ ૧૦૦ મો.

(રાહ ઉપરનો)

સમજરે તું મનવા મેરા, કીંઉં ફરે મસ્તાનારે–ટેક
અલબેલીનું સમરણ કરલે, છોડને જુઠા ગુમાનારે.
ફુલ્યો ફુલ્યો શું ફરે છે. આખર મન પસ્તાનારે
સમજરે તું ૧.
સેવા સમરણ માળા લઈ બેઠો; ધરવાને તું ધ્યાનેરે,

મન તુરંગી ઘોડો ઉપડયો જદ ગયું સેવાનું ભાનેરે;
સમજરે તું; ૨
લક્ષ જોજન પર ફરે મનવા તું માળાના દે બાંનારે,
ધ્યાન ચુકી કરે ખોટા મનસુબા, આખર હે મર જાનારે
સમજરે તું. ૩
એમ વીચારી જ્ઞાનને સમજો, જ્ઞાનશે ધ્યાન લગાનારે,
અમીચંદ કહે મનવા મેરા, ગાવો સદા ગુણ માનારે
સમજરે તું. ૪



## છંદ ૧૦૧ મો.

( રાહ ઉપરનો )

અંબામા તારે સરણે આવી ઉભો શીશ નમાવીરે—ટેક
સરણાગતને સરણ રાખી, લો ને માજી બચાવીરે;
જગત પાલણ જગત જનુની, કરો કરૂણા દયા લાવીરે;
અંબામા તારે. ૧
હું સેવક માતાજી તમારો; ઉભો ધુન લગાવીરે;
મેહેર દ્રષ્ટીથી દર્શણ આપો, દો આવા ગમન મટાવીરે,
અંબામા તારે ૨
જનમ મરણનું દુઃખ છે મોટું, આ ભવમાંએ આવીરે,
આત્મા કરમથી રહયો બંધાઇ, તે લાખો છોડાવીરે.
અંબામા તારે. ૩

આત્મ જ્ઞાનની આપો મા બુદ્ધી, આખરની વાત બતાવીરે;
અમીચંદ કહે જ્ઞાન પ્રગટે તો છંદ ગાવું તાલ બજાવીરે,
અંબામા તારે સરણે ૪



## છંદ ૧૦૨ મો.

(ભજો ભાઇ માજી નામ હે ખરા એ રાહ.)

સારમાં સાર માજીનું નામ, નામથી થયું હમારૂં કામ,
સારમાં સાર માજીનું નામ, બાળપણથી માજી સેવ્યા આવ્યો
અંબાને ધામ, કરી વિનંતી વીનવા માજી જપી
માજીનું નામ. નામથી થયું હમારૂ કામ ચોક ૧.
આસન વાળી સાંધી ચોગડીયું, કદી બેસાડી ઠામ,
સાહશ્ર ભેદ સુભ મંત્ર ભણીને, છંદમાં ઘાલ્યું નામ,
નામથી થયું હમારૂં કામ, ચોક ૨

શુભ મુરત શુભ ચોગડીઆમાં છંદ કરવાનું કામ.
શ્રોતા વકતાનું કલ્યાણ થાએ, છંદ ગાએ આરામ,
નામથી થયું હમારૂં કામ. ચોક ૩

કીરતન ભજન થાએ કૃષ્ણ દ્વારે; છંદ માજીને ધામ,
નાટક ગાયન નાટકશાળામાં શોભે ઠામે ઠામ;
નામથી થયું હમારૂં કામ. ચોક ૪

નામ માજીનું ગાયનમાં પણ વરતી નહી રહે ઠામ.
અમીચંદ કહે છંદ ભજન ગાવો દેવી દેવને ધામ,
નામથી થયું હમારૂં કામ. ચોક ૫



## છંદ ૧૦૩ મો.

(રાહ ઉપરનો.)

ભજોભાઇ માજી નામ હે ખરા, ભટક લખ ચોર્યાશી મે ફરા
બાલપણુ તો જશે રમતમાં જુવાનીમે નહી ડરા;
વણુજ કરી વેપારી બનશે, પછી આવશે જરા.
ભજો ભાઇ ૧
થરથર થરથર ધુજશે કાયા નયણે આંસુ ભરાં.
સુધ સાન ઉડી જશે તનકી, નરમ પડશે સરા.
ભજો ભાઇ ૨
ધન દોલત ઓર માલ ખજાના રહે પ્રથ્વીપર ધરા,
અંત કાળે છોડી સૌ માયા, જમડે પ્રાણુ હરાં;
ભજો ભાઇ ૩
અંબા નામ જેને મુખથી ભજ્યા તે ભવ સાગર તરાં,
અમીચંદ કહે નીરમળ વાણી સત શબ્દ ઓચરાં;
ભજો ભાઈ ૪



## છંદ ૧૦૪ મો.

રાહ ઉપરનો.

અરે તુ- કયું ગફલતમે પડાં સમજ મન માજી નામહે બડાં
શુંભ નાશુંભ મહીસાસુર પાપી. દેવતા પુઠે અડાં;
બ્રહ્મા વિષ્ણું ઇંદ્રને જીતી, ગીરી કૈલાસે ચડાં,
અરે તું કયું ગફલતમે પડા ચો. ૧

બ્રહ્મા વિષ્ણું રૂદ્ર દેવ સૌ, હિમાચળપર ખડા,
ગદ ગદ કંઠે કરે વીનંતિ માજીને પાઉ પડા.
અરે તું કયું ગફલતમે પડા. ચોક ૨
ક્રોધ કરી અંબામા ધસ્યા, જઇ તે રણુમાં ખડા,
શુંભ નિશુંભ મહિસાસુર માર્યો, રક્તબીજ રણ પડા,
અરે તું કયું ગફલતમેં પડા. ચોક ૩
હંસા હોય શો મોતી ચુગે, બગા માસ ખાએ સદા.
અમીચંદ કહે ભજમન માજી. બાજે ચંગ ચોગડાં
અરે તું કયું ગફલતમેં પડા. ચોક ૪



## છંદ ૧૦૫ મો.

(રાહ ઉપરનો.)

અરે તું કેમ જાએ ભુલ ભુલ, મારને માજી નામકી હુલ,
અરે તું કેમ જાએ ભુલ ભુલ,
ત્રેતા યુગમાં સીતા માતા લંકા હતી અણુમુલ,
રાવણુ મારી લંકા બાળી, ત્યાં તો ઉડતી ધુલ.
અરે તું કેમ જાએ ભુલ ભુલ, ચોક ૧
દ્વાપરમાં દુર્યોધન રાજા ઘણો ફરે ફુલ ફુલ,
તે પણુ રણુમાં ગયો રોળાઇ; જીત્યા ભીમ નીકુલ,
અરે તું કેમ જાએ ભુલ ભુલ. ચોક ૨
આ પૃથ્વી પર કંઈક થયા કંઈક થશે હજી અણુમુલ,

સદા ફરે ખપ્પર માતાનું, શોભે હાથ ત્રીશુળ
અરે તું કેમ જાએ ભુલ ભુલ. ચોક ૩
ભવ જળ પાર ઉતારો માજી, અરજ કરો કબુલ,
અમીચંદ કહે જુવો મેહેર દ્રષ્ટિ, જાઅ ભાગ્ય ખુલ,
અરે તું કેમ જાએ ભુલ ભુલ. ચોક ૪

## છંદ ૧૦૬ મો.

(રાહ ઉપરનો.)

કઠણ લક્ષચોર્યાસી હે ફેરા, મટાવે માજી બીન કોણ મેરા;
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા ૧
જનમ મરણ ઘણું કઠણ માજી, વચન સુણો હમેરા,
નવમાસ પકડ જકડ રાખ્યા, કાળા ગૃહમાં ઘેરાં;
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા ટેક ૨
ઉંધે મસ્તક રહયો માજી, મે ગુનેહગાર તું મેરા.
મેહેર દ્રષ્ટિથી જન્મ આપ્યો; મા બાપે ઉછેરા.
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા ટેક ૩
મોહો માયામાં ગયો ઘેરાઇ. પડી ગફલત અંધેરાં
માજી નામ નહી મૂખથી ભઇજા; બાંધા જંગલમેં દેરા
કઠણ લખચોર્યાસી હે ફેરા. ટેક ૪
અંત સમે અંધારી આવશે, જમડા ભરસે પેહેરા,
લાગ જોઇ લઇ જાશે જીવને પડે કાયા ખાઇ લહેરા.
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા. ટેક ૫

એટલી અરજ મા સુણો હમારી, હું છું દાસ તુમેરા.
**અમીચંદ** કહે અરજી સ્વીકારો, મારી આપોમાં શેરા,
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા ટેક ૬



## છંદ ૧૦૭ મો. રાહ ઉપર પ્રમાણે.

મુર્ખ મન કાયર થઈ કેમ કળે. માજી ભજ,
આવાગમન દુઃખ ટળે; મુર્ખ મન કાયર થઈ કેમ કળે;
નીશ્ચેના ઘરની વાત કરીને વેવાર રૂપમાં ભળે,
જે ચેલાને સતગુરૂ શિર નહિ, તેની હિમત નહિ ચાલે,
મુર્ખ મન કાયર થઇ ચોક ૧

કરતાની કારીગીરી આગળ કોઇનું નહિ ત્યાં ચલે,
આદ્ય શક્તિ મા જગત જનુની વસીયા હીમાચળે;
મુર્ખ મન કાયર થઇ કેમ કળે ચોક ૨

દૈત મારી દેવને રાજ આપ્યા ભક્તિનું ફળ મળે,
કરમ રેખ પર મેખ મારે સતી વચન નહિ ટળે.
મુર્ખ મન કાકર થઇ કેમ કળે ચોક ૩

ઉંચ નીચ મુર્ખ મન જાણે ગુણીજન ગુણમાં ભળે,
દત્તાતરીને કીયા સતાવીશ ગુરૂ કરે ગુણ મળે,
મુર્ખ મન કાયર થઈ કેમ કળે ચોક ૪

સુરવીર થઇ કરો ભક્તિ ભાવે અંબા નામે દુઃખ ટળે,
**અમીચંદ** કહે સદા આણંદ રહે ભક્તિ ભાવમાં ભળે
મુર્ખ મન કાયર થઇ કેમ કળે ચોક ૫

## છંદ. ૧૦૮ મો.

રાહ ઉપરનો.

સમજ મંન તારી ટેવ ના મટી ભટકમાં ભજલે તું ભગવતી
સમજ મંન તારી ટેવ ના મટી;
બાળ પણ ગફલતમાં કાઢયું ભઈજા નહી મા રટી;
ભરજોબન સ્રીયા સંગ માંહીં, ખેલ્લી રહયો ખટપટી,
ભટક માં ભજલે તું ભગવતી. ચોક ૧.
વૃદ્ધ પણામાં વ્યાધી વળગ્યો વેળા ગઈ છે વટી,
જમ કીંકર આવિને ઉભા એ ઘાટી અટપટી;
ભટક માં ભજલે તું ભગવતી ચોક ૨.
આખર ઘાત છે મોટી માથે બાંધો કસીને કટી;
દુર્લભ છે મનુષ્યા દેહ મોંઘો લો લાવો સૌ લટી;
ભટક માં ભજલે તું ભગવટી ચોક ૩.
માજી સ્મરણુમાં હેત ન રાખે મુખથી બોલે બટબટી.
અમીચંદ કહે સદા સ્મરણુમેં માજી ભાંગે ચટપટી,
ભટક માં ભજલે તું ભગવતી ચોક ૪

## છંદ ૧૦૯ મો.

(રાહ ઉપરનો.)

ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી, છુટે તારા કર્મ
થાયે સુખ ગતી.

ભજમન તુંહી તુંહી તુંહી ભગવતી—ટેક
ભકિત વીના મુકતી ના મળે, નહિ ભજવે મુઢમતી,
ભેદ વિના છંદ ભજન બનાવે શોભે નહિ એક રતી
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી ચોક ૧

સત ગુરૂ સમાગમ સદા કરે તો શાસ્ત્ર ભેદ મળે અતી.
જ્ઞાન થાય ઘટમેં ઉજીઆળા ખશી જાયે કુમતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી ચોક ૨

ઢાલ ધીરજની બાંધી બેસો મનમાં રાખી નીવૃતિ
શીવલાલ કહે ગયો ભાઈ મુળચંદ એક પલકમાં વતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી ચોક ૩

અમીચંદ કહે અવધ આવશે કોઇ ન રહે એક ગટી,
પંથી જીવડો પંથે પધાર્યો તું કયાં રહેશે અતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી ચોક ૪



## છંદ ૧૧૦ મો.

ત્રીગુણુ માયા માં તાહેરી; બ્રહ્મારૂદ્ર મોરારી;
તમેરે બ્રહ્માને તમે સાવત્રી, તમે કુબેર ભંડારી
ગણેશ તમો છો લક્ષમી, ઉમીયા ત્રીપુરારી,
એરે સ્વરૂપ સઉ એક છે; પડી માયા અંધારી,
ત્રીગુણુ માયા માં તાહેરી. ચોક ૧

રહીરે વ્યાપક ઘટઘટમેં, છાયા માં તારી;
ઘુડત ઘુડત કંઈ મર ગએ, દુનીઆ દુરાચારી.
ભુલ પડે માયા જાળમે રૂપીમુની દુધાધારી;
ત્રીગુણુ માયા માં તાહેરી ચોક ૨

પંચ તત્વ પ્રગટ કરી કીધા પુરૂષ ને નારી;
ઘટમે રમે માતા અંબીકા; તારી ઘેંઘટ ન્યારી,
શક્તિ શક્તિ સઘળે રહી, તું છે નીરાકારી,
ત્રીગુણુ માયા માં તાહેરી ચોક ૩

લક્ષ ચોરાશી ફરી મુવો સુણો અંબામાં માહારી;
પરોણો પોંચ રાતનો, કાયા ભાડુતી મારી,
મુકી જઈશ અમીચંદ કહે, લો અંબામા તારી.
ત્રીગુણુ માયા માં તાહેરી બ્રહ્મા રૂદ્ર મોરારી ચોક ૪



## છંદ ૧૧૧ મો.

રાહ ઉપરનો.

ધનરે અંબામાં તું માહેરી; માયા ખુબ તમારી;
ધનરે અંબામાં તું માહેરી.
બાજી રચી બાજીગરની બેઠે આપ મદારી;
દંમકો ઓહંમ શબ્દનો; પડી માયા અંધારી;
ધનરે અંબામાં તું માહેરી ચોક ૧

ઇચ્છા શકિત પ્રગટ થયા. બ્રહ્મા રૂદ્ર મોરારી;
પાંચ તત્વ ત્રણ ગુણથી; રચી રચના સારી,
ધનરે અંબામાં તું માહેરી. ચોક ૨
જુગતી કરીરે જુગતની, ઝાડ અરાઢ ભારી;
વનસ્પતિ ખીલી રહી. ફળ ફુલ હજારી,
ધનરે અંબામાં તું માહેરી, ચોક ૩
ખોટો રૂપીઓ બાજીગરનો, તેવી માયા મા તારી
તુંહી તુંહી વાલી અમીચંદ કહે, મા લેજો ઉગારી;
ધનરે અંબામાં તું માહેરી ચોક ૪



## છંદ ૧૧૨ મો.

ગુણીજન ગાજોરે અશતની વાત તજો, એ રાહ.
સમજ મન મારારે, અસતની વાત તજો,
કામ ક્રોધ છોડીરે, અંબાનું નામ ભજો;
લોભ મોહમદ માયા મંમતા મીથ્યા મન મસ્તાને.
ચીત ચેતવણી કરી સમરલે. ધરજો અંબાનું ધ્યાને.
આદ્ય શક્તિથીરે તમો. સત્વ ગુણ રજો;
સમજ મન મારારે. ચોક ૧
હોમકારથી ઇચ્છા શક્તિ બ્રહ્મા રૂદ્ર મોરાદી ત્રીગુણ
માયા સઘળે ફેલાઇ

કીધા પુરૂષને નારી, જ્ઞાનની વાતોરે હૃદયેમાં પ્રગટ હજો
સમજ મન મારારે. ચોક ૨
મારૂં તારૂં મીથ્યા સઘળું મીથ્યા સઉ સંસારે.
માત પીતા નહીં આવે સંગે કોઈ; મીથ્યા
કુટુંબ પરીવારે,
માયા ધન દોલતરે. મીથ્યા સઉ છોડી જજો,
સમજ મન મારારે. ચોક ૩
સાચું નામ અંબાનું સમરો શીવલાલ કે મુળચંદ
રંગીલદાશ કહે અંગ ઉમંગથી
બોલે માજીના છંદ અમીચંદ કે છેરે માજી મારી
મદત હજો સમજ મન મારારે.



## છંદ ૧૧૩ મો.

(રાહ ઉપરનો.)

આરાસુરવાળીરે અંબા તું છે મારી ઉભો કર જોડીરે
કરૂં વિનંતી તારી મુગટછત્ર કાનોમે કુંડલ ગળે
નવસેરો હારે,
કર કંકન ખળકે છે ચુડો રત્ન કરે ચમકારે.
અણુવટ વીંછવારે કમર પટો છે ભારી.
આરાસુરવાળીરે. ચોક ૧

હડપચી પર હીરા ચમકે, સુંદર મુખ પર વાળી, બાલ
બાલ રહ્યા મોતી પોરાઇ,
શોભે નાગણ કાળી રચી ખુબ રચનારે ખીલ્યા ફુલ હજારી
આરાસુરવાળીરે. ચોક ૨
જળસ્થળ મેરૂ પ્રગટ કીધા માએ, કીધા પવનને પાણી,
શુંભ નીશુંભને રણમાં રોળ્યાં દેવતાની દયા આણી
અંબે દયાળીરે માત, મારી ખપ્પર ધારી,
આરાસુરવાળીરે. ચોક ૩
સદા સરણમાં રાખો તમારી, હું બાળક છું તારો,
શીવલાલ કહે રંગીલદાસ ને મા પાર ઉતારો,
**અમીચંદ** જોડીરે; છંદ બોલે લલકારી.
આરાસુરવાળીરે; ચોક ૪



## છંદ ૧૧૪ મો.

(રાહ ઉપરનો.)

ગુણીજન ગાજોરે; સદા ગુણ અંબા તણા,
ભુલી નવ જાશોરે; એના ગુણ છેરે ઘણા,
ઓહંમ શબ્દ એક થયો કે ઉમા ઇચ્છા જક્તિ આપે
ત્રીગુણ માયા રચી રચનાં પળમેં સષ્ટિ સ્થાપેં;
એવી મારી માજીરે, શોભાની નહી મણા,
ગુણી જન ગાજોરે. ચોક ૧

સૃષ્ટિ સારૂ શું શું કીધું કહેતા આવે નહી પાર,
આગળ રહીને કામ બનાવ્યા; વળી ન્યારા ને ન્યારા,
નીરંજન કે લાવેરે રચી ખુબ કરી રચના
ગુણીજન ગાજોરે ચોક—૨

પ્રથમ ચરીત્ર ચંદીપાઠમેં, ધર્યું વિષ્ણુંએ ધ્યાને.
કરી વીનંતી વિષ્ણું બોલે; મધુકૈટ દમે મસ્તાને;
પાંચ હજારરે વરસ જુદ્ધ કરે ઘણા,
ગુણીજન ગાજોરે ચોક—૩

આદ્ય શક્તિ અલબેલી અંબા, કર્યા મોહિત મસ્તાને.
વિષ્ણુ જઇને ઉભા રણમાં, લીધા દઇત્યના પ્રાણે,
એવા કામ કીધારે અસંખ્ય માએ દૈતને હણ્યા
ગુણીજન ગાજોરે ચોક—૪

અરે મુરખ મન તું ના ભૂલીશ, ભુલતો નહી લગારે;
આદ્ય શક્તિનું સ્મરણ કરજો ઉતરશો ભવપારે;
હુરનીસ કરે છેરે, **અમીચંદ** તારી રટણા,
ગુણીજન ગાજોરે. ચોક—૫



## છંદ ૧૫ મો.

(રાહ નવી)

કોણ ઉતારે પાર જનુની બીના કોણ ઉતારે પાર
મને તારો આધાર જનુની બીના કોણ ઉતારે પાર
મન માયામાં મોહી રેહો તો ગુરૂ મીલા મને સાર;

ાન આપી મને ગુણી કીધો મા, આવ્યો તમારે દ્વાર
જનુની બીના કોણ ઉતારે પાર. ચોક ૧
પુર્વ જન્મને પૂણ્યે કરીને, ગુરૂ મીલ્યા મને સાર;
ભીત્તર જેનું ભીજું નથી તો, કયાંથી મીલે ગુરૂ કુવાર.
જનુની બીના કોણ ઉતારે પાર ચોક ૨
અલધી આઇ, ગાંધી બન બેઠે; ચેલા મુંડી દો ચાર
જ્ઞાન વીના ગુરૂ જે નર થાએ, જાએ નર્ક કુવાર.
જનુની બીના કોણ ઉતારે પાર ચોક ૩
પ્રેમે પ્યાલા દીધા ગુરૂએ, લીધા ઉતારવા પાર.
અમરાચંદ કહે સર્વ ભક્તને, માજી તારો આધાર;

છંદ ૧૧૬ મો.

(રાહ ઉપરનો )

કહું છું વારંવાર સમજ મંન કહું છું વારંવાર.
જોઓને માજી કુવાર સમજ મન કહું છું વારંવાર
કપટી પાખંડી કળજુગમાંરે, સમજાવશેરે અપાર;
તે માટે હું તમને સમજાવું, કરજો ઘણોરે વીચાર,
સમજ મન કહુ છુ વારંવાર, ચોક ૧
સ્વગુરૂની સંધતી મ્હેલાવા આવશે ઘણારે ગુમાર,
પોતાનો મત ખેંચીને કહેશે, નીરંજન ગુરૂ કરો સાર,
સમજ મન કહું છું વારંવાર ચોક ૨

સમજ વીના જે બડ બડ કરે તે પોતે તો છે શાકાર,
નિરંજનને રૂપ નથી ભાઇ, એ તો છે નીરાકાર.
સમજ મન કહું છું વારંવાર ચોક ૩
મોઢે કહેવું સહેલું નીરંજન ગુપ્ત છે એનો દુવાર.
આતમ ખોજી ખટ ચક સાંધો. સમજો તત્વ વીચાર,
સમજ મન કહું છું વારંવાર ચોક ૪
ગુરૂ હમારા ગુણવંત મળીઆ, બતલાવ્યો માજી દુવાર,
ભેદ અભેદનો પડદો ખોલીને છંદમા મુકયો સાર,
સમજ મન કહું છું વારંવાર ચોક ૫
સાંભળી છંદ જ્યારે જ્ઞાન થયું, ત્યારે કરવો મન વીચાર
જ્ઞાન થયું ત્યારે ગુરૂ કહેવાયા નુગરાના માને આભાર;
સમજ મન કહું છું વારંવાર. ચોક ૬
શીવલાલ કહે જો જ્ઞાન કથો તો જાઓ ગુરૂ કેરે દુવાર
અણસમજે જો નીંદા કરશો તો જકતનો ખાશો માર;
સમજ મન કહું છું વારંમવાર ચોક ૭

——:o:——

## છંદ ૧૧૭ મો.

રાહ ઉપરનો

કથની છોડો આંડી ॥ મેરે ભાઇ કથની છે.ડોને આંહી ॥
સમજનારા સમજી ને જાશે ભજશે તે અંબામાઇ ॥
મેરે ભાઇ ॥ ચોક ૧ લો ॥
અજ્ઞાનતામાં મારૂ ને તારૂં, જ્ઞાને દેખે ના કાંઇ

પારકું સુધારતાં પોતાનું બગડે એવી કેણી જુગ માંહી ॥
મેરે ભાઇ ॥ ચોક ૨ જો.
શુરવીર થઇને સુરતાને સાંધો, સમજી બેસોને સમાઇ ॥
સમો ગયો ફરી આવો ન દેખો, પછી રહેશો પસ્તાઇ ॥
મેરે ભાઇ ॥ ચોક ૩ જો.
વરશે દહાડે આસો મહીનામાં, મગન રહીએ છંદ ગાઇ ॥
સમજનારા સમજીને બેસે; મુરખ કરે ચતુરાઈ ॥
મેરે ભાઈ ॥ ચોક ૪ થો
ભાવિ ભક્ત તો છંદમાં પરસન, બેસે ચીત્ત લગાઇ ॥
અમીચંદ કહે આશા પૂરશો, એવી ઇચ્છા મનમાંહી ॥
મેરે ભાઇ કથની છોડોને આંહી ॥ ચોક ૫ મો ॥



## છંદ ૧૧૮ મો.

કનૈયા નંદકા લાલા, બજા ગયે બંશરીવાલા—એ રાહ
મૈયા વંદુ હું વારંવાર, સદા મને છે તારો આધાર,
અંબા તેરા કોઇ ન પાવે પાર, પલકમાં ખલક કરી તૈયાર

### દોહરો.

અકળ સકળ ઘટમાં રહો એક અખંડ તું આપ
અગણીત કોટી ઇંદ્રમાં માજી તણો પ્રતાપ
એવા તમે છોજી દીનદયાળ સેવક જાણી મા કરો પ્રતીપાળ
—મૈયા વંદુ ચોક ૧

## દોહરો.

અસંખ્ય ધન ભેળુ કરે, અહોનિશ અથડાય,
પાપે પઇસો મેળવે; નહી ખરચે નહી ખવાય.
મૈયા વંદુ હું વારંવાર ચોક ૨
કરપીધન કોઇથી નહી ખવાય, લુટે ચોર પલમેં પલ્લે થાય

## દોહરો.

જગમાં જાણુ સર્વ કો જુઠો જે સંસાર.
કેહુ છેતેમ કરતા નથી. તો કેમ ઉતરશે પાર.
મૈયા વંદુ હું વારંવાર ચોક ૩
આપો જગમાં જસ અપાર કઠણુ ભવ સાગર સંસાર,

## દોહરો.

જગ પાળણુ તુ ઇશ્વરી હરદમ કરૂ પ્રણામ.
વીનય કરીને વીનવે, અમીચંદ કરે સલામ.
મૈયા વંદુ હું વારંવાર ચોક ૪



## છંદ ૧૧૯ મો.

### સાખી

જય જય સૌ બોલો આજ છે આનંદની હેલી:
વરત્યો જય જયકાર, ભગત મંડળી થઇ ભેળી:
અતી આનંદ ઉલ્લાસ, દાસની તું છે બેલી:
સંકટ સમે સ્મરતાં આવી ઉભી રહે વેલી:

કરી રક્ષણ સ્હાય કરે ભગત શીર ગાજે વ્હેલી:
સેવક ત્હારો **અમીચંદ** સલામ કરે મા પ્હેલી;

## ઢોસો

સેવકને રાખો શરણાગત, પડે સંકટે આવો મા ઝટ:
**અમીચંદ** કહે તારો ભગત, કરો દુર વીઘ્ન હર વખત:
અંબા મા તું મારી માજી ॥ ભગતપર સદા રહો.
રાજીજી:



## છંદ ૧૨૦ મો.

### સાખી

આણંદ ભર્યો હઇડા વીસે થયા માજીના દર્શનજી:
ધન ભાગ્ય દિન આજનો, થાય માજીનું સ્મરણજી:
સ્મરણ કરે વીઘ્ન હરે, નિર્મળ થાયે મનજી:
સદા સબુદ્ધિ આપજો, કહે સેવક **અમીચંદજી:**

## ઢોસો

જ્ઞાનમાં સદા રાખો ભરપુર:
જ્ઞાનથી મુખપર રહે મા નુર:
કટે પાપ જાય જનમકા દુર:
આવ્યા વીઘન કરો ચુર ચુર:
સેવક શરણાંગત ઉભો હજુર:
અમીચંદ કહે લીલા ભરપુર:
અંબા મા લાગું તારે ચરણ:
સેવક મા આવ્યા તારે શરણ મારીમાં:

## છંદ ૧૨૧ મો.

મહાકાળી કરે કલ્યાણ—રાહ

શહેર સુરત ધીઆફળીઆમાં છે મહા કાળી ॥
મારી માજી આવે સઉ ભકિત કરવાજી ॥
ભાવ કરી ધ્યાન ધરી રહે, સૌ ભવજળ તરવાજી ॥
માની છબી નીખી, આણંદ અંગમાં થાએ ॥
સજ્યા સણગાર શોભે સુંદર અંગેજી ॥
નખસીખ નીરખી છબી ભકતને અતી ઉમંગેજી ॥
ભાંગે દુખીઆરાનું દુઃખ સુખ કરે રહેજે ॥
સ્હાય કરે બાજે મુખ વેણા ઉપંગેજી ॥
વદ ચૌદસે છંદ ગાવા ખુબ ઝામ્યો રંગેજી ॥

### ગઝલ.

અંઅ ઉમંગે સંગે રહીને માજીનું ધરવા ધ્યાને મારીમા ॥
ઈંદરપરાના ભકત મંડળમાં ત્રણ પહેલા આગેવાને ॥

### કેકતો.

મંછારામને ચુનીલાલ કરે વિચારે ॥ સાથે કેશવરામ
પણ હતા માજીને દુવારે ॥
ભાવે છંદ ગાઇ કહે શકિતને આધારે ॥
હળીમળી બેઠા સૌ પાપ ઓસરવાજી ॥
ભાવ કરી ધ્યાન ધરી રહો ॥ ચોક ૧ લો

માજી પૂરો સઉની આશ, તમે મમમાયા ॥
તમે બુદ્ધિ રૂપે ઘટઘટ મા વ્યાપેજી ॥
દયા કરી મા દાસ જાણી, સબુદ્ધિ આપેજી ॥
કંઇ અજ્ઞાનિ જીવ હિંસા કરે અપારે ॥
જેના દીલમાં દયા નહી બાંધે પાપેજી ॥
નીચ કર્મ કરે નીચ કહેવાયે થાએ સંતાપેજી ॥

ગઝલ

સસંગતના ફળ છે સારાં ભકિતનું મન થાએ ॥ મારીમા ॥
રમત ગમ્મત મુકી દઇને, માજીના ગુણ ગાએ ॥

કેકતો

હર ચૌદસે માની ભકિત કરીને ગુણ ગાએ ॥
માના ગુણ ગાએથી પરસન થાએ મંમાએ ॥
સબુદ્ધિ આપે કરે ભકતને મા સ્હાએ ॥
હતા હલકી વર્ણ સઉ લાવ્યા સુધરવાજી ॥
ભાવધરી ધ્યાન ધરી ॥ ચોક ૨ જો
ઘણા ગાંચી ખતરી વેપારી ધર્મ પશાએ ॥
થયા શ્રીમંત દયા મન દીલમાં લાવીજી ॥
ન્યાત મળીને સંપ કરી સ્હ્યા જીવ બચાવીજી ॥
આવા સમજુ પુરૂષ તો દયા લાવી દે દાને ॥
જુઓ ઉંચની બુદ્ધિ નીચમાં આવી જી
પૈસે મેલો પરીવાર વધે સમાગે સાવીજી

## ગઝલ

ઇંદિરપરાના ભક્ત મંડળમાં, આગેવાન વિવેકી ॥ મારી મા ॥
સંપ કરી સહુ, ભાવથી આવે, દર્શનના છે ટેકી ॥

## ફેકતો.

એવા પ્રેમ ઉલટથી માને લાડ લડાવે ॥
એક હારો કરી સોનાનો માને ચઢાવે ॥
કંઈ વ્યસનીને સમજાવી વ્યસન છોડાવે ॥
એવા ડાહ્યા પુરૂષને એ કામ કરવાજી ॥
ભાવ કરી ધ્યાન ધરી રહે ॥ ચોક ૩ જો
માજી બુદ્ધિ રૂપે આવી સબુદ્ધિ આપે ॥
કંઇ સ્વાર્થ સારૂ હિંસા કરતાજી ॥
રૂઢી મારગમાં ફસાઇ પાપ કરતાં ના ડરતાજી ॥
કંઇ અજ્ઞાની જીવ અણસમજુ કામ કરતા ॥
કરે તેવું ભોગવે સહુ ઓચરતાજી ॥
હિંમત રાખી પૂનની પાળ બાંધે ભવજળ તરતાજી ॥

## ગઝલ

સર્વ દેવીનું એક સ્વરૂપ છે, શક્તિ રૂપે મંમાયા ॥ મારી મા ॥
શક્તિ વડે જીવ સર્વે રહ્યા છે. શક્તિ વગર પડે કાયા ॥

## ફેકતો

તમે નિર્મળ બુદ્ધિ કરી કરો સુધારો ॥
કહે સહુ પ્રાણી માત્રને આસરો છે તમારો, હર ચોકસે
છંડ ગાએ સંપ રાખે સારો ॥
**અમીચંદ** પાપ કરતાં ડરવાજી ॥ ભાવ કરી ધ્યાન
ધરી રહે ॥ ચોક ૪ થો

## છંદ ૧૨૩ મો.

માજી આગળ બાળકની સ્તુતિ, રાહ ખડી.

મુસાફર પર મહેર કરી, પરદેશી પ્રાણીપર દયા કરો
અમે બાળક અજાણુ જગતના, સમરતાં સંગ
રહયા કરો ॥

બાળપણે સમરૂ મા શારદા, જીભ્હાએ રહી રહો પરસન ॥
જ્ઞાન ધ્યાનમાં ચીત્ત સદા રહે, ભણુવા ઉપર ચોટે મન ।
ભણુતી વખત ભુલ પડે નહી, કંઠે રહી કરજો રક્ષણુ ॥
માત પીતાપર સદા પ્રેમ રહે ઉઠી સવારે કરૂં વંદન ॥
નીમ નીતિનું ભાન પડે, સ્હાય કરી મા સંભાળ
લયા કરો ॥

હમે બાળક ચોક ૧

વેપાર સમો છે જુવાની અંદર મહાલક્ષ્મી મા કરજો
સ્હાય ॥

અખંડ ભંડાર ભર્યો રાખજો મહાલક્ષ્મી મા તું કહેવાય ॥
પુત્ર પરિવાર સંસારી સુખ જગતના એ કાર્ય કહેવાય ॥
સાહે કરજો સદા ઈષ્ટદેવ આદ્ય અંબા મારી તું કહેવાય ॥
સંકટ સમે સમરતાં આવી બરદાસ હમારી લયા કરો ॥
હમે બાળક અજાણુ ॥ ચોક ૨

અમ પરદેશી પંથી મુસાફર ભ્રમણુાથી ભટકું જહી તહીં
જંગલમાં રહું વસ્તીમાં રહું, ભરદરીયે આગબોટને મહી.

ઉપર આસ ને નીચે પાણી, તારા વીના કોઇ મારૂ નહી
અરજ સાંભળી પાર ઉતારો, પુત્ર અરજ કરે જડી તહી
અનેક સંકટ આવે શીરપર, સ્હાય કરી સુખ દયા કરો ॥
અમે બાળક ચોક ૩
અમે તમારા તમે હમારા, પીંડ બ્રહ્માંડના માલીક તમ ॥
તમથી અમે કંઇ જુદા નથી, પણ ભ્રમણામાં ભરમાયા અમ
સુખ દુઃખ સંસાર ઉપાધી સદા શરણુ રાખો હરદમ ॥
ભવ દુઃખ ભાગી કરો અનુરાગી, સદા આણંદમાં રહેતારમ
અમીચંદ કહે આત્મ સ્વરૂપ, મુળ વસ્તુપ્રાપ્ય મને થયા કરો
અમે બાળક ચોક ૪

## છંદ ૨૨૩ મો.

ધીરા રહીને ધ્યાન ધરો સૌ, માલિકની રાખી દરકાર ॥
સરળ પંથ જોઇ સીધા ચાલો, કામ ક્રોધ છોડી અહંકાર ॥
ભક્તના છંદ ભક્ત ગાએ, વીવાદી કહેવાયે નહિ ॥
અમતમ જાઇએ એક નામના, તેમાં કંઇ અન્યાએ નહિ
ગુરૂ ભાઈ મારા સમજી, બોલુ શત્રુવટ કદી થાએ નહિ ॥
જ્ઞાનિને સહુ સમાન દ્રસ્ટી કોઇનું, બુરૂ ચ્હાય નહિ ॥
હાથે જોડી હલકાય બતાવે, વગર જોએ શાસ્ત્રનો સાર ॥
સરળ પંથ જોઇ સીધા ચાલો ॥ ચોક ૧ લો
એક ઓળખી એકને પકડી, સદા આનંદમાં રહ્યા કરો ॥

ામ ખાઇ ગુસ્સો મારી બેસવું, ધીરજના ફળ લયા કરો ॥
ામે ગુણીજન ગુણસાગર છો, ગુસ્સામાં કેમ રહ્યા કરો ॥
ાલી બુરી ન માનું મનમાં, કહેવું હોય તે કહ્યા કરો ॥
આજ આનંદ મારા મનમાં વધ્યો, માજી નામનો ઉઠયો તાર
સરળ પંઠ જોઇ સીધા ચાલો ॥ ચોક ૨ જો.

ારો છંદ તમે ભાવે કરીને શ્રવણ કરી સૌ સાંભળો છંદ ॥
નેર્મળ વાણી માજી નામની, બોલે સર્વ છોડીને ફંદ ॥
ાઓ નહિ તો ગાવા દો હમને, સાફ દીલ રાખી તન મન ॥
ાતાજન શ્રવણ કરે સઉ, ભક્ત બોલે તે સાંભળે છંદ ॥
એક પંથના સર્વે મુસાફર ભુલ્યા માર્ગ શોધે સંસાર ॥
સરળ જોઈ ॥ ચોક ૩ જો

અમ તમ બધા એક દેશના, આવ્યા મુસાફરી કરવાને ॥
ર્મ સંજોગે ઉંચ નીચ બન્યા, ભક્તિ કરે સઉ તરવાને ॥
ામાજી નામનું ધ્યાન ધરી સઉ આવ્યા ભવ જળ તરવાને ॥
અરજ કરી માને સલામ કરી કહું, જન્મ મરણ દુઃખ હરવાને
અમીચંદ કહે ચાલો સંપથી, અંબા ઉતારે બેડા પાર ॥
સકળ પંથ જોઇ સીધા ચાલો ॥ ચોક ૪



## છંદ ૧૨૪ મો

સતગુરૂ શબ્દમેં શીર ચઢાવી, ચેતીચીત્ત થર કર લીઆ ॥
કઠની છોડી કુમતિ સુધારી, માજી નામ સમર લીઆ ॥
જન્મ લાયા કછું ન લાયા અજાણુદેશ પીછાન લીઆ ॥
ઓરતીઆ અથડાઇ જાય છે, સતગુરૂકા આસાન લીઆ ॥
સ્વચ્છ રહી સ્વાસોસ્વાસ શાધી, માજી નામકા ધ્યાન લીઆ ॥
ધન મળેથી ધર્મ કરવું, દયા રાખના માનલીઆ ॥
દયા દીલથી દુર ના રાખુ ભીત્તર ખજાના ભરલીઆ ॥
કથની છોડી કુમતી સુધારી ॥ ચોક ૧

સાત પાંચકું છોડ દીઆ મેં માજી નામતો જપ લીઆ ॥
એક નામ અખંડ આરાધી માજી નામકા તપ લીઆ ॥
અજર અમર પ્યાલાદીઆ, ગુરૂને ગુણીજન ને ગુણુ જડપલીઆ
અચપાકા ઘર ધ્યાન ધુનમે ધુન ધુન કારમે ચડપલીઆ ॥
અગમ અગોચર અઘોર માયા, લક્ષ લગામમેં પકડલીયા ॥
કથની છોડી કુમતિ સુધારી ॥ ચોક ૨

પ્રેમ પલાણુ પ્રેમેથી લીધુ, જ્ઞાનઘોડા સણુગારલીઆ ।
ઢાલ ધીરજની બાધી બેઠો છંદમા શાર અપાર લીઆ ॥

સાધન સાધી ક્રીયા પાળી, છંદ મંત્ર વિચારલીઆ ॥
સતની શમશેર હાથ લીધી, કામ ક્રોધ શત્રુકુ મારલીઆ ॥
બાનુ બરાછી એક ઇશ્વરી, અખંડ નામ ભિત્તરલીઆ ॥
કથની છોડી કુમતી સુધારી ચોક ૩ જો

નાભી કમળથી ચાલી સુરતા, શ્વાસોશ્વાસ ધ્યાન ધર લીયા ॥
ચઢી ખુમારી અખંડ અંગમાં, માની સચરાચર લીઆ ॥
રોમ રોમ રણુકાર ઉઠયા, જેને ગુરૂ વચન શીરપર લીઆ ॥
મળી જોતમાં જોત સમાઇ, ભવજળ પાર ઉતર લીયા ॥
અમીચંદ કહે સદા આનંદમાં મહાજી નામ ફરફર લીઆ
કથની છોડી કુમતિ સુધારી ॥ ચોક ૪ થો



## છંદ ૧૨૫ મો.

ખમા ખમા મહારી મંમાયાને, ગહન ગતી તારી ન્યારી,
હુજી તમે શણગાર સજો નાંખી, માયા જાગ ભ્રમણા ભારી.
આદ્ય અંતનો ઉપાય જાણુવા કોઇ સમર્થ નહી તુજ વિના;
કોઇ જ્ઞાનીઓ ગણુત્રી કરીને લખી જણાવી સેજ બીના.
સત્યયુગ, તેતા, દ્વાપર કલિયુગ, ચાર યુગના વરસગિના,
લાખ તેંતાલીશ ઉપર હજાર વીસ, શક પડે તો ગિન લિના
મધવા કરે ચૌદ ચોકડીનું રાજ, એવા ઇંદ્ર થાશે અધિયારી

હુંજી તમે શણુગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી ચો૦ ૧
ચૌદ ઇંદ્ર એમ જોતાં વહી જાએ, ત્યારે બ્રહ્માને દીન ગણાય
ત્રીસ દીન એવા જાએ બ્રહ્માના, ત્યારે તેનો એક માસ મનાય
બાર માસ જ્યારે જાય બ્રહ્માના, ત્યારે તેનું તો વરસ કહેવાય
સોવરસ જ્યારે જાએ બ્રહ્માનાં, ત્યારે આદ્યશક્તિની એક પળ થાય
સાઠ પલ એવી જશે માતાની, એક ઘડી લો વિચારી
હુંજી તમે શણુગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી ચો૦ ૨
સાઠ ઘડી એવી જશે માતાની ત્યારે તેનો એક થાશે દીન.
તીસ દીનનો એક માસ થાય બાર માસે વરસ લો ગીન.
કોટી વરસ સણુગાર સજે, સેશ શંકર ગયે માયામાં લીન
પહેરી પોશાક પાછી ફરે, ત્રણ લોક તણો ક્ષય થાએ તે દીન
તાહારી ગતી છે સૌથી ન્યારી અરજ સુણો ખપ્પર ધારી,
હુંજી તમે સણુગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી ચો૦ ૩
કળિકાળમાં કીરપા કરી, મહાકાળી મા કલ્યાણ કરો
સેવક જનને સ્હાય કરી દુઃખ વેળા આવી હાથ શીરે ધરો,
માહારે આશરો આંબા આપનો શ્વાસે શ્વાસ જાપ જપું ખરો
જપ તપ તારૂં નામ સ્મરતાં ઝટ આવી તમે દુઃખ હરો.
અમીચંદ કહે અંતર નથી મા, હું તારો તું છે મોરી,
હુંજી તમે શણુગાર સજો, નાંખી માયાજાળ ભ્રમણા ભારી ચો૦ ૪

## છંદ ૧૨૬ મો.

પ્રણામ કરી સતગુરૂ કહું તમને ચંદ્ર જોગણીનું કયું આશ્રમ
કીરપા કરી ભેદ ભાંગો અમારો સ્થાવર રહે કે ફરે જંગમ
જોગ જુકિતથી સાધન સાધી ક્રીયા પાળી બેઠો સ્થીર
પ્રેમરસ પ્યાલા પીધા ગુરૂના શુદ્ધ થયું મા મારૂં શરીર
લહેર ચડી મા માજી નામની જ્ઞાને કરો મને ગુણ ગંભીર
પડવો નોમ રહે પૂર્વ દિશાએ માતા જોગણી સ્થાવર સ્થીર
સ્થીર રહે પણ દ્રષ્ટિ ફરે છે તે વાતનો હું ભાંગુ ભરમ
કીરપા કરી ભેદ ભાંગો અમારો. ચોક ૧
પ્રથમ જુએ અસમાન જોગણી પંદર ઘડી તે ઉપર કાળ
દશ ઘડી જુએ દ્રષ્ટિ નીચે તે દ્રષ્ટિ જઇ પડે પાતાળ
દશ ઘડી જુએ ડાબી પાસે દક્ષિણ દિશા તે જાણવી કાળ
દશ ઘડી જુએ જમણી પાસે ત્યાં તેના થાય બૂરા હેવાલ
પંદર ઘડી સન્મુખ જુએ તે સામૂં નહિ કરવું આશ્રમ
કીરપા કરી ભેદ ભાંગો અમારો ચોક ૨
થર મન થીર રાખી સાંભળો ચંદ્રમાનો કહું છું વિસ્તાર
પુર્વ દિશાએ ઘર ચંદ્રનું મેષ રાશીનું છે નીરધાર
એ ચંદ્ર રહે સવા બે દહાડા તેમાં ફરે છે આઠે દ્વાર
સતર ઘડી રહે પુર્વ દિશાએ અગ્નિ ખુણે પંદર નીરધાર
એકવીશ ઘડી રહે દક્ષિણ દિશાએ નૈઋત્ય ખુણે સોળ ઘડી આશ્રમ
કીરપા કરી ભેદ ભાંગો અમારો ચોક ૩
પશ્ચીમ દિશા રહે અઢાર ઘડી ઓગણીસ વાયવ્ય ખુણે રહે સહી

ઉત્તર દીશા રહે પંદર ઘડી ઇસાન ખુણે ચૌદ ઘડી ગઈ
મેષરાશી ફરી આઠે ખુણે એકસો પાંત્રીસ ઘડી થઇ
જે ખુણે ઘડી ભોગવે ચંદ્રમા તે વખત તે જાણવા તહીં
અમીચંદ કહે ભેદુ ભેદ લે અજાણ્યાંને નહીં પડશે ગમ
કીરપા કરી ભેદ ભાંગો અમારો. ચોક ૪



## છંદ ૧૨૭ મો.

(ભુલે ભુલેરે આ મુસાફર ભુલે એ રાહ.

ભુલા નહિં ભુલારે, આ જ્ઞાની નહિ ભુલા;
ધશે અત સમશેર લઇ ઢાલ, તોડી માયા જાળ.
ભાગ્ય તેના ખુલારે, આ જ્ઞાની નહીં ભુલા.
જેને મળ્યું ગુરૂનું જ્ઞાન, ધરે એક ધ્યાન, માયા કરે દુર;
જુઓ જનક રાયનું જ્ઞાન, ગણે સમાન વરસે મુખ નુરે.
એક હાથ છે સ્ત્રીયા સ્તન, બીજો અગન ઝાળ ભરપુરે;
ગણે હરખ શોક સમાન, પ્રેમરસ પાન કરે ચડે સુરે.

### ફેકતો.

આ પ્રેમરસ શિવશંકરાદિકે પીધો, એ અજરરસ સુખ નારદે મન લીધો
જુઓ પ્રેમ ગોપી મીરાંના કારજ સીધો;લેવા સુખદેવજીએ જ્ઞાન
જનક ગુરૂ કીધો, જોઈ ધડપણું જનકે દ્વાર ઝટ ખુલારે,
આ જ્ઞાની નઇ ભુલા ચોક ૧
નરસિંહની ભક્તિ ધડ થયા જુનાગઢ કૃષ્ણ આવે દોડી,

ારી મોસાળું મોરારી હુંડી સ્વીકારી સાચી પ્રીત જોડી
જેણે સેવ્યાં ગુરૂના ચરણ, સદા રહે શરણ, કરમ જાય તોડી
ગુણો ભક્તમાળા કાનધરી, ગયાસો તરી; કર્મબંધ તોડી

ફેકતો.

જઇ ગુરૂ શરણ શીર નમી, ગુરૂ જ્ઞાન લેવું,
ગુરૂ વચન ચડાવી શીર, શરણમાં રહેવું.
ગુરૂ વિના મળે નહીં જ્ઞાન શાસ્ત્રમાં કહેવું
દેવ ગુરૂ ગણી સમાન, પ્રીત જોડી રહેવું,
ચિત્ત થર રાખી રહે સ્થીર, જરા નહીં ભૂલારે,
ઓ જ્ઞાની નહી ભુલા. ચોક ૨
સેવે વલભ ધોળા માને, ધરીને ધ્યાને ભજે બહુચરી
હતા માજીના એ ભક્ત જાણે સઉ જગત
આવ્યા ફરી ફરી.
ગયા શિવજીને મંદિરે ઉભા થરીથીરે, માનુ ધ્યાનધરી
નહી ચુડો નાકમાં વાળી, માએ નથી ઘાલી
નમું કેમ કરી.

ફેકતો.

મારી માજી વિના નહી નમુ દર્શન જ્યારે થાશે
એમ કરી ઉભા દિન રાત કરી અપવાસે
થઇ પરસન શિવજી પુરે ભક્તની આશે,
પહેરી નથ નાકમે ખુશી કર્યા ત્યાં દાસે;
નમે નીચો વળી વલભ ભક્ત

કુલકુલારે, જ્ઞાની નહી ભુલે ચોક ૩
કેવી રાખી ભક્તની લાજ, કરે મા કાજ જુઓ ચંડી પાઠે
માર્કંડ રૂષિની વાણી, શક્તિ વખાણી, સુરથ વઈષ્ય સાથે
આપી રાજ કર્યા માએ કાજે ઝાલીને હાથે,
રાખી શરણુ મટાવે આવાગમન હાથ મુકે માથે.

કૈકતો.

જેણે શિર ગરૂદેવ હરદમ, સિરપર ગાજે,
તોડી માયા જાળ ઘટ ભીતર માજી બીરાજે;
ત્રીવેણી સંગમ નાહી બેસે ઘંટ બાજે,
કરો ભક્તિ ભક્ત સૌ રાખે ઇષ્ટ દેવ લાજે.
**અમીચંદ** કહે માજી નામ્ જરા નહી ભુલારે.
ઓ જ્ઞાની નહી ભુલા. ચોક ૪



## છંદ ૧૨૮ મો.

પ્રથમ નમું ગણપતિની રાહનો છંદ.

અદલ આવી દોરી તુટી પ્રેમકી, ઉડે ચલેરે પતંગ,
હુવા ખેલ પુરા ફટક ગયે રંગ
મહા માયાની કયા કહું ચતરઇ કુદરતકા મંડાણ,
રાખે નવ માસમાં ગર્ભ સ્થાન,
ત્રણુસો સાઠ કાગડીનું પીંજરૂ પાંચ રંગ પીછાન.
બોત્તર કોટડી કે ધરધાન,

હાડ માસથી બન્યું પૂતળું મજબુત હો ગએ અંગ,
હુવા ખેલ પુરા. ચોક ૧લો
એરે નગરમાં નવ દરવાજા દસમાં છુપા રહે દ્વાર,
દેખો ત્યાં પવન વસે સરદાર
હે ઉઘાડ હોઠ કુદરતકા ખેલ બત્રીસ હારોહાર,
અજબ ખેલ પાણીકા સુમાર,
એરે પાણીમાં મછલી તલપ રહી ખુબ મચાવે જંગ,
હુવા ખેલ પુરા. ચોક ૨
હુકમ થયો હલકારા આવ્યા મુલક થયો બેરાન,
રાજા મન થઇને પડયા બેભાન,
નવસે નાડી બંધ પડી ગઇ ઝટ નીકલ જાએ જાન,
થયું શહેર ખાખ બન્યું મસાણ,
આ કાયાનો નથી ભરોસો એક દિન થાએ ભંગ,
હુવા ખેલ પુરા, ચોક ૩
એમ સમજી સત્ય ચાલો જગતમાં રાખી મનમાં ટેક,
સર્વમાં શક્તિ રૂપે એક
ઠાકોરદાસ પચ્ચીગર અંબાના રાખી રહ્યા વિવેક,
દાગીના કરે રાખીને નેક, **અમીચંદ** કહે અજબ
માયામાં કંઈ કંઈ ઉઠે બંગ
હુવા ખેલ પુરા, ચોક ૪



## છંદ ૧૨૯ મો.

### પ્રથમ નમું ગણુપતિ એ રાહ.

દેશી હમારા હમને મળે તો કહીએ દીલની વાત,
શોધક કોઇ મીલે હમારા ભ્રાત.
મોટા પુરૂષ ગયા માર્ગ બતાવી તે પર રાખવું ધ્યાન,
લેવું કોઇ જ્ઞાની પુરૂષનું જ્ઞાન.
બ્રહ્મણુા મનની ભાંગી નાંખવી તૃષ્ણા ત્યાગે થાએ જાણુ
અહો નિશ ધરવું માલીકની ધ્યાન.
રાગ થકી વીતરાગ થઇને જોવી જીવની જાત,
શોધક કોઇ મીલે હમારા ભ્રાત. ચોક ૧ લો.
દીવે દીવા જુદા દીશે પણુ અગ્નિ એક કહેવાય,
ગંગા સાગર માંહ્ય સમાય.
બ્રહ્મપદ ભેળા થઇ રહીને મુળ મુકામે જાય,
નિર્ભય થઇ અમર પદને પાય.
સદા આનંદના ઘરમાં વસ્યો જાણી જીવની જાત,
શોધક કોઇ મીલે હમારા ભ્રાત. ચોક ૨ જો.
ભેદુ વિના ભેદ કહીએ કોઇને તો, જ્ઞાન પોતાનું જાય,
શાણા જન સમજે એ સમશ્યાય.
કુટિલ પુરૂષથી કથની કરેથી કાર્ય સિદ્ધ ન થાય,
મળેલો સાર પોતાનો જાય.

મુન રહી મમતા ન કરવી, અજ્ઞાનીથી વાત
શોધક કોઇ મીલે હમારા ભ્રાત. ચોક ૩ જો.
ચીંતામણી ચઢયો હાથ પોતાને ધન માટે કોણુ ધાય,
ધારેલા મનવાંછીત ફળ ખાય.
ખાધા પછી ફરી ખાવું પડે નહી એવું જે જન ખાય.
ગુરૂની કૃપાથી સિદ્ધ થાય.
અમીચંદ કહે ભ્રાંતિ ભાંગીગઈ મળી જાતમાં જાત.
શોધક કોઇ મીલે હમારા ભ્રાત. ચોક ૪ થો.



## છંદ ૧૩૦ મો.

રાહ ઉપરનો.

દેખા ખેલ કુદરતકા સમરતા સમજે કોઇ જ્ઞાનિ,
ભાંગે ભેદ ભજતા ભવાનિ,
એરે નગરમાં કિલ્લા પાણીકા સમજે કોઈ જ્ઞાની,
ગુણીજન બોલે અમરવાણી;
દશ દરવાજા દેખો પવનકા સૂરતાથી જાણી,
કોટ અગ્નિકા એ એપાણી,
એરે નગરમાં રૈયત અંધી બીન ઘડ મસ્તાની,
ભાંગે ભેદ ભજત ભવાનિ. ચોક ૧

નહિ શીશ નહિ ઇંદ્રી બાદશાહકુ બેઠે તખ્ત કરે રાજ
વજીર હાથ બિના કરે છે કાજ,
નથી નાક કાન કોટવાળને પણ સાંભળે સર્વે અવાજ,
દાદી ફરીઆદી ઉભાં સમાજ,
ભરી કચેરી બેઠે તખતપર બાદશા હે જ્ઞાનિ,
ભાંગે ભેદ ભજતા ભવાની. ચોક ૨ જો

કરી સલામ નેકીદાર બોલે નહિ હાડ બીન શ્વાસ,
કંઠ બીન બોલે પડે પ્રકાશ,
બીન ઘોડ સવાર મુલકપર ફરતા ફરે આકાશ,
પકડ શમસેર ફીરે ચોપાસ,
જરા જોખમ નહિ લાગે તનપર ચલે સમશેર જ્ઞાનિ,
ભાંગે ભેદ ભજતા ભવાની, ચોક ૩ જો.

વહી લોહીકી નદી પડે નહી છાંટા પૃથ્વી પર
તમાસા દેખા નગર અંદર
અંધા પોથી વાંચ રહ્યા બોલે મુંગા પઢે સાસ્ત્ર
બેરા સુણે રાગ નગર અંદર
અમીચંદ કહે અવર વાણી કોઇ સમજી લેશે જ્ઞાનિ
ભાંગે ભેદ ભજતા ભવાની. ચોક ૪



## છંદ ૧૩૧ મો.

મારી અરજ સુણો અંબામા બહુચરવાળી એ રાહ
ઓ મારા વહાલામીત્ર હમે તમે મળ્યા એક દેશી
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી.
મુળ માલીક તો છે એક નામ અનેકે
તમે ભ્રમણામાં ભોળવાઇ ભૂલી ગયા છેકે,
તમે કહી સાંભળી વાત કરો છો વીવેકે
મુળ ધામ પહેડીનો નથી મળ્યો કંઇ ચેકે
ખુલે અંતર પરદો કરણી હોએ જેની જેશી.
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી—ચોક ૧
ઘણા પંથ નીકળ્યાં તેની ઘણી ગુંચવણી,
વાણો તાણો જુદો થયું એક વસ્ત્ર લો ગણી,
તેમ માયા બ્રમ નહી જુદા ગુરૂ ચેતવણી
કરો ભકતી ભાવે ભજન સારી કરો કરણી
મારૂં તારૂં કરે દુકાનદાર હોએ દ્રેશી
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી— ચોક ૨
મહા માયા જાળમાં ફસાઇ પડ્યા કંઇ શુરા
બ્રહ્મા વીષ્ણુ ભુલ્યા માહાદેવ સરખા પુરા,
થયા માયા મોહોમાં જગ્ત જીવ ચકચુરા,
મુખ ભજે બ્રમ નહી માયા છોડી ગયા દુરા,
જહાં લગી કાયામાં રહે જીવ માયામાં રહે પેશી

ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી—ચોક ૩
માયા બ્રહ્મગણે જે એક શંશ્ય નાખે ટાળી
શીવ શક્તિમાં નહી ફેર છોડો કપાળી,
મુખ મુકિત મુકિત કહી મુકતી માગો તે ખાલી,
કરી કરણી ખપાવો કરમ માલીક લે ઝાલી,
**અમીચંદ** કહે અંબા નામે ભીતર ગયો પેશી
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી—ચોક ૫



## છંદ. ૧૩૨ મો.

( રાહ ખડી )

જરા નજર કરો બાળક ઉપર મ્હેર કરી દેજો દર્શન;
ચરણ કમળનો દાસ તમારો પૂત્ર જાણીને થાઓ પ્રસન,
ભૂલ અમારી ક્ષમા કરજો ક્ષણું ક્ષણું મા થાય છે ભુલ;
જાણો જનુની જગતની માતા બાળેક રમતાં ઘાલે ધુળ;
માથું ચોળાવતાં બાળક રૂએ રમતાં નહી સમજે બીલકુલ
એ અજ્ઞાની અમેજ મુર્ખા બાળી ન શકયા પાપના મુળ
કોઇ કોઇ વીરલા હશે જગતમાં કરમબીઆળી કરે અર્શણ
ચરણ કમળનો દાસ તમારો, ચોક ૧
તપ કરે કોઇ જપ કરે કોઈ વૃત કરી જંગલમાં ફરે
કોઇ ગંગાજળ તીર્થે નાચે કોઇ તાપી કોઈ સરોવરે,

કોઇ ઘર છોડે વૈરાગ્ય લાવે ભિક્ષા માગે ઘરેઘરે
પાપી પેટ કોઇને ન મુકે તું અન્ન, પુર્ણા પુરૂં કરે
અમે મુર્ખ જીવ ફુલાઇ મરીએ વાવી જુવાર ને થયું કર્શણ
ચરણ કમળનો દાસ તમારો ચોક ૨

આ જીવથી કાંઇ બન્યું નહી ગયો ફોકટ ફેરો મારો હશે
શુક્રીત મેં કાંઇ કર્યું નથી તો દયા તમને કયાંથી વશે
અનંત ભવનો આ જીવ દુઃખી ફરતો ફરતો અહીં આવ્યો હશે
કીરપા કરી તમે લાવો કરૂણા તો અવતાર મારો સફળ થશે
એક લહે મૈયા લાગી તુમારી માજી માજી મુખ લગે વર્સન
ચરણ કમળનો દાસ તમારો, ચોક ૩

કરમ કઠણ ને કાયા સુંવાળી તે તો માજી જાણો છો સર્વ
પઇસો ખરચી પુનની પાળ બાંધું એટલું બધું કંઇ નથી દ્રવ્ય
જે હશે તે આપ્યું તમારૂ અજ્ઞાની તો કરે ગર્વ
એ તો સર્વ સંસારની માયા તારી ભકિતમાં સાર સર્વ
**અમીચંદ** કહે છંદ બનાવી તેરે દર્શણ બીન રહુ તર્પણ
ચરણ કમળનો દાસ તમારો પુત્ર જાણી મા થાઓ
પ્રસન. ચોક ૪



# પંચ તત્વથી કાયા બની તે વીશેનો

## છંદ ૧૩૩ મો.

(રાહ લંગડી. )

ગુરૂ ઉપદેશે જ્ઞાન મળ્યું મને, ઇષ્ટ દેવની સાહ્ય જડી;
સત સમાગમ, કરતા ગુરૂ કીલી, મારે હાથ ચડી;
એક અખંડ અવિનાશી સર્વમાં, સચરાચરમાં આપ ધણી;
પીંડ બ્રહ્માંડમાં જુઓ તો, પાંચ તત્વથી કાયા બની;
પ્રકૃત્તિ થઈ પરી બ્રહ્મથી, તમો સત્વ રજો ગુણુ લો ગણી;
આકાશ બન્યું આકાશમાં, અવકાશ રહયો સણુસણી;
વાયુનો વેગ થયો તેમાંથી, અગ્નિ પ્રગટ થઇ પડી;
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી.:
ચોક ૧ લો

જલ બીંદુ પડયું આકાશમાંથી, ઈંડિ તેનો ઉત્પન્નકરી, માતાના
તનમાં, રહે છે નવ માસ લગી ધ્યાન ધરી:
પીંડ બને છે ચોવીસ તત્વનું, સુક્ષમ કારણુ માયા ખરી:
પીંડ બ્રહ્માંડને એકઠાં જાણો, ફેર નહિ એમાં જરી:
પવન પાણી પૃથ્વી ને અગ્ની; આકાશમાં અવકાશ પડી:
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી:
ચોક ૨ જો.

મહા માયાની અઘોર ગતિ, આ પીંડની રચના જુઓ જરી
તનમાં તપાસી મુરખ મન જોને, જરી વીચાર કરી:

પાંચ તત્વ પણ પચ્ચીસ તેમાંથી એક સાથે રહ્યા ઠરી
જુદા પાડીને જોશો તો, કુદરતની કેવી કારીગરી:
સમે સમો જોઇ સમરણ કરવું, અજ્ઞાની કરે ઝડાઝડી:
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી:
ચોક ૩ જો

કેવી યુક્તિથી કાયા બની છે, નથી કર્તાનિ એંધાણી:
કુદરત કરે છે એનો ભેદ જાણો તો, જુઓ વેદ વાણી:
પાંચ તત્વનું પ્રગટ પીંજરૂ ભેદ પચ્ચીસ લોને જાણી:
બીજા છંદમાં બતાવું આપે, બુદ્ધિ મા ગુરૂ જ્ઞાનિ
અમીચંદ કહે મા પ્રતાપે બ્રહ્મ કેફની લાગી જડી:
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી:
ચોક ૪



## છંદ ૧૩૪ મો.

### રાહ ખડી.

ધન બલીહારી માતા શારદા, કીરપા કરી મ્હારે મોઢે ચડી
વેદની વાણી જુક્તિએ જાણી, સમો જોઇ કહું પાએ પડી:
આદ્ય ઓંકાર ઉઠયો તેમાંથી બાવન એક બન્યા તત્કાળ:
ચાર માત્ર થઇ ચાવી તેમાંથી, વિશ્વપતિ લે છે સંભાળ:
આ પીંજરૂ પંચ તત્વનું, ભેદ પચીસથી ઉપજ્યું બાળ:
હાડ માંસ નાડી ને ચામડી, પાંચમી શરીરપર ઉગે વાળ:

આ પાંચ તો પૃથવીનો ભાગ, કોણુ કર્તાએ કાયા ઘડી:
વેદની વાણી જુક્તિએ જાણી: ચોક ૧
લોહી લઘુ ને વીર્ય કહીએ, એને વરૂણ ભાગ લો જાણી;
લાળ ગળે ને સ્વેદ જે છે, એ પાંચો ભાગ છે પાણી:
હાલણુ, ચલણુ, ધાવણુ, પસારણુ, આકોશણુ વાયુ લો માની:
ભુખ, તરસ, નિંદ્રા ને આળસ કાન્તિ એ તેજ કહે જ્ઞાંની:
પેટ, છાતી, કંઠ ને કમ્મર; શીરનું પોલ આકાશ ખડી:
વેદની વાણી જુક્તિએ જાણી; ચોક ૨
આ કાયામાં દશ દરવાજા પાંચ ઇંદ્રિય રાજા મન:
વાયુ વીધાન દશ વસી રહ્યા મહી, જુઓ નિદ્રામાં આવે સ્વપ્ન
વ્યાન, ઉદાન, અપાન, સમાન, પ્રાણ નાગ, કર્મ, કર્કર દેવદત
ધન: ।।
જાગૃત સ્વપ્ન, સુસુપ્તિ, તુરીયા, પૂર્ણ સમાધિ થાય કો દિન
બુધ્ધિ, મન અહંકાર, ચિત્ત, જુઓ આ પીંડ સાથે રહ્યા અડી
વેદની વાણી જુક્તિએ જાણી: ચોક ૩
આવી રીતે થઈ જીવનની કાયા મન રાજા થઈ બેઠો ઠરી:
સુખ દુઃખ, સંશેથી ભોગવે, મુરખ જીવ કહે મારૂ કરી:
મુળરૂપમાં મન મેળવો સુરતા સાધી જુઓ ધ્યાન ધરી:
બ્રહ્માંડ જોતાં પાર ન આવે, જુઓ પીંડમાં રહયો ફરી:
**અમીચંદ** કહે ઘટમાં ખોળ્યો ખલક પતિની ખબર પડી:
વેદની વાણી જુક્તિએ જાણી: ચોક ૪ ચો



## ૧ કવ્વાલી ૧૩૫

સમજ મન માળ્ગ નામ સારૂં અવર સુખ નહિ મને પ્યારૂ
જગત સંસાર સ્વપના તુલ, પડે ગફ્લત હો જાવે ભુલ
સદા મેં મનને મારૂં, લાગે સંસાર સુખ ખારૂં
સમજ મન૦ ચોક ૧
ભજન મન કરલે હરદમ, શદા સુખ પાવે ખાલે ગમ
માને અજ્ઞાન જે મારૂ, આખર તે નહિ થાશે તારૂં.
સમજ મન ચોક ૨
ગુરૂ સરણુ જઇ રહેવું, આપે જ્ઞાન પ્રેમથી લેવું.
ગુરૂનું જ્ઞાન છે પ્યારૂં, પળે પળે પ્રેમ સંભારૂં,
સમજ મન૦ ચોક ૨
પ્રીતમ મારી પાસ હે પ્યારે, ખોજ ખોળ દેખે દેદારે.
અખંદ આનંદનું બારૂં, અમીચંદ નામ જપે તારૂં.
સમજ મન માજી નામ સારૂં ચોક ૪

## ૨ કવ્વાલી ૧૩૭

ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે, પાપી પડે નરકે નહિ સુઝે.
આપે ગુરૂ બોધ ન માને પડે જઈ કુપ તે તાણે.
ખોટું ખરૂં કરીને ઝુઝે, સતી અસત્યથી ધ્રુજે.
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે. ચોક ૧
પાપી કૌરવ દુર્યોધન રમી દ્યુત પાંડવ કાઢયા વન
કરી રાજ મુલકોને દુજે, કાઢયા વન પાંડવ શત્રુ જે
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે, ચોક ૨

સતી સંગ પાંડવ ચાલ્યા વન, વેઠે દુઃખ સત્યને કારણ.
સતી દુઃખ વેઠે લખ્યું જે, આખર સુખ અંતે કહું તુજે
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે, ચોક ૩
પાપી નહિ સમજ્યો દુર્યોધન કાઢયું એણે કુળનું નીકંદન
સાણા જન સમજો કહું તુજે, અમીચંદ કહે અંબા મુજે.
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે, ચોક ૪



## ૩ કવ્વાલી ૧૩૬

નિરંજન તુંહી મંમમાયા પલકમેં ખલક બનાયા.
પશુ પુરૂષ કરી નારી ખીલ્યા ફૂળફુલ હજારી.
પાંચ તત્વની કાયા સર્વમાં, છે તારી છાયા,
નીરંજન તુંહી મંમાયા, ચોક ૧
નીર્ગુણુ સ્વગુણથી મંડાણુ પડે કોઇ વીરલાને ભાન.
તરે છે છોડે જે માયા ચલા જીવ છોડ ચલે કાયા.
નીરંજન તુંહી મંમાયા ચોક ૨
છે સઘળે તારો વાસ, રહે જેમ પુષ્પ અંદર વાસ,
વસો તમે ઘટ ઘટ મંમાયા તેરા કોઇ પાર નહિ પાયા.
નિરંજન તુંહી મંમાયા. ચોક ૩
મારે એક તુંહી તુંહી વાલી, સદા કરો મા રખેવાળી
અમીચંદ ને ગાયા થયા પ્રસન્ન મંમાયા.
નીરંજન તુહી તુહી મંમાયા, ચોક ૪

## ૪ કવ્વાલી ૧૩૭.

કર્તાને કોઇ ન જાણે, જાણે તે મત ન તાણે.
ગુરૂ ગમ ઘટમાં લાગે, પલકમાં ભ્રમણાં ભાંગે.
સમાવે સંશય થાય જ્ઞાને, ઠરી બેઠા તે ઠેકાણે.
કર્તાને કોઇ ન જાણે. ટેક ૧ લો

સંશયની જુઓની ખુબી, ગયું જગત સૌઉ ડુબી;
સમાવી સંશય જે જાણે જગતમાં થાએ વખાણે.
જાણે તે મત ન તાણે. ટેક ૨

લોભને સંશયે સમાયા, મુનિમા મોટા કે'વાયા
વધારી આયુષ્ય એ જાણે. ફેરા ખાએ કાળ તે તાણે
જાણે તે મત ન તાણે ટેક ૩

સમાવી સંશય હરિશ્ચંદ્ર, ભર્યું પાણી નીચ ભોવન
મળે જો ગુરૂનું જ્ઞાને, અમીચંદ કહે પડે ભાને.
જાણે તે મત ન તાણે. ટેક ૪



# માતાજીનો ગરબો.

## ગરબો ૧ લો. ૧૩૮

આવોની નંદલાલ રમવા આવોનીરે—રાહ.

પુંજુ મહાલક્ષ્મી માત શરણે રાખોનીરે, કે છે તમારો દાસ શરણે રાખોનીરે,

શ્રીમાળ દેશના છૈયે શ્રીમાલી પરસન થઇ મા તમે હાથઝાલી.
કરો કુળ દેવી રખેવાળી શરણે રાખોનીરે.

ડુંગરવાળી તું મતબાળી ભક્તની કરજો રખેવાળી.
પડે આફતે લો સંભાળી, શરણે રાખોનીરે, ૨

સરણાગતને સ્હાય કરજો, અરજ અમારી કાને ધરજો સ્થાપી
દાસ જાણી દુઃખ હરજો, શરણે રાખોનીરે, ૩

તન મન ધન સદા સુખરે આપી, વંશ વૃદ્ધિ કરી પુત્રરે
પાપ કાપી સબુદ્ધિ આપી શરણે રાખોનીરે, ૪

જોતાં જગત્ત મને જુઠું ભાસે, ઉંડાણે જોતાં થાઉ રે ઉદાસે
એક દીન થાશે નાશે, શરણે રાખોનીરે, ૫

ધણી ધણીઆણી પૂત્ર પિતા નહિં પડયુંરે હશે ત્યાનુ રે તહિં,
જોયો સંસાર જુઠો અહિં; શરણે રાખોનીરે ૬

મીથ્યા અભિમાન તજો સૌ પ્રાણી સત ચાલો સૌ મરવુંરે
જાણી, ગુરૂ જ્ઞાને થશો ગુરૂ જ્ઞાની, શરણે રાખોનીરે. ૭

બે કરજોડી મા વીનંતી કરૂં છું, હરનીસ તારૂં ધ્યાન ધરૂં છું
તારે આધારે જગતમાં ફરૂં છું; શરણે રાખોનીરે ૮

સર્વ સેવકની અરજી સ્વીકારો, હાથ જોડી કહે અમીચંદ.
તારો મા મને પાર ઉતારો, શરણે રાખોનીરે ૯

## ગરબો ૨ જો ૧૩૯

રાહ ઉપરનો.

કરવા સેવકને સ્હાય અંબા આવોનીરે,
લાગુ તમારે પાય અંબા આવોનીરે. ૧.

બાળપણું બાળ બુદ્ધિએ કહાડી માત પિતા સુખ આપતા દહાડી,
ખીલી જોબન ફુલવાડી અંબા આવોનીરે ૨

જુવાની ખીલી ભરજોબન મારૂં. સંસાર સુખ લાગે મને પ્યારૂં,
નામ ન લીધું તમારૂં. અંબા આવોનીરે ૩.

મારૂં તારૂં કરી દીનરે કાપી, કંઇરે ભવનો આ જીવ પાપી,
બચાવો સબુદ્ધિ આપી અંબા આવોનીરે. ૪

ધન ધણીને છોકરા મારા. સંસાર સુખમાં લાગે પ્યારો
અંત સમે નહિ મારા અંબા આવોનીરે ૫

સુખ માનું તેતો દુઃખનો દરીઓ, કાચી માટીના જેવો કુંપ ભરીએ.
સમજો તે પાર ઉતરીઓ અંબા આવોનીરે ૬

સતગુરૂ શબ્દે જ્ઞાનરે આપી, આદ્ય શક્તિ અંતરમાંરે સ્થાપી
તું છે ઘટમાં વાપી અંબા આવોનીરે. ૭

આદ્ય ઇશ્વરી દીન દયાળી, દુઃખીઆરાના દુઃખરે ટાળી
પાર ઉતારો હાથ ઝાલી અંબા આવોનીરે, ૮

તુંજ વીના નહિ કોઇની આશ, અરજ કરી ઉભો તારી પાસ.
**અમીચંદ** કહે તારો દાસ, અંબા આવોનીરે ૯

## ગરબો ૩ જો ૧૪૦

સખી પડવે તે પંથ પધાર્યારે.—એ રાહ

સખી આજ આનંદ મારે અંગરે. મારે જાવું સહીએરોની સંગેરે
સાત વાર ગાવાનો ઉમંગે, લાગી ધુન માજી નામની હમનેરે
રવીવારની શોભા સારીરે, માનો મંડપ છે મીનાકારીરે
લાલ સાડીની બલીહારી, લાગી ધુન માજી નામની હમનેરે ૧

સોમવારે ચંદ્રમુખ ઝળકારે, સહેદ સાજી ને મોતી ચળકેરે
આવે દર્શન કરવા ખલકે; લાગી ધુન માજી નામની હમનેરે. ૨

મંગળવારે મા મંગળકારીરે, માની લીખ લીખ જાઉં બલીહારીરે
ભક્ત કરે ભક્તિ તમારી, લાગી ધુન માજી નામની હમનેરે
બુધવારે બુદ્ધિ આપો હમનેરે, હાથ જોડી માગી કહું તમનેરે
મટે લક્ષ ચોર્યાશી ભમને, લાગી ધુન માજી નામની હમનેરે ૪

ગુરૂવારે ગુરૂગમ આપીરે, લાખો પાપ જન્મનારે કાપીરે
તમે ગટગટમાં રહ્યા વ્યાપી, લાગી ધુન માજી નામની હમનેરે ૫

શુક્રવારે સજી સણગારેરે, હીરા રત્ન કરે ચમકારેરે
માના દર્શન કરૂં વારે વારે, લાગી ધુન માજી નામની હમનેરે ૬
શનિવારે ઉભા સનમુખેરે, આપે સુખ ને કાપે દુઃખરે
માના દર્શનથી થાય સુખે, લાગી ધુન માજી નામની હમનેરે ૭

રાહુ કેતુ નવે ગ્રહે કહીએરે, લાગી પાય માજી નામ લઈએરે
અમીચંદ કહે શર્ણું જઈએ, લાગી ધુન માજી નામની હમનેરે ૮

## ગરબો ૪ થો. ૧૪૧

( રાહ ઉપરનો. )

સદા ગણપત લાગું પાયરે, માતા સરસ્વતી રહો જીભ્ડાયેરે
આદ્ય અંબા તે ગરબો ગાએ, ચાલો બેની આજ દર્શન જઇએરે ૧
મહાકાળી તે પાવાવાલીરે, સાથે અંબા ને બહુચરવાલીરે
લેતા હાથોહાથ મા તાલી ચાલો બેની આજ દર્શન જઇએરે ૨
માના શણુગાર સુંદર ઝળકેરે, હડપચી પર હીરો ચળકેરે
માતા ગરબો તે મુંખડું મલકે. ચાલો બેની આજ દર્શન જઇએરે ૩
મળી ચોસઠ ગરબા ગાતીરે, પહેરી સુંદર ચુંદડી રાતીરે
ફરે કુદડી મા મદમાતી, ચાલો બેની આજ દર્શન જઇએરે ૪
માના ચાચરની શોભા રૂડીરે માને હાથે જડવાની ચુડીરે
તાલી હાથો હાથે લે કુદી ચાલો, બેની આજ દર્શન જઇએરે ૫
ગરબો સાંભળી દર્શન કરવારે. એક ચીત્તે માનુ ધ્યાન ધરવારે
મટે લક્ષ ચોર્યાસી ફરવા, ચાલો બેની આજ દર્શન કરવા જઇએરે ૬
આણી અંગ આનંદ મા ચાલીરે; કરી દર્શન થાય છે ખુશાલીરે
નાંખો જન્મના પાપ માં બાળીચાલો બેની આજ દર્શન જઇએરે ૭
માજી ભજતાં તે ભવ દુઃખ જાયરે. કાપે કષ્ટને સુખ થાયરે
તેથી સદા ભજો અંબાએ, ચાલો બેની આજ દર્શન જઇએરે ૮
ગરબો ગાઇ ગયા મા ધામેરે, ભક્ત કરે દર્શન હેતમાંરે
અમીચંદ જપે તારૂં નામે, ચાલો બેની આજ દર્શન જઇએરે ૯



## વૈરાગનો ગરબો ૫ મો. ૧૪૨

અલબેલીરે અંબે માત જોવાને જઈએ એ રાહનો ગરબો



આ સંસાર મોહની જાળ માનો છો મારી,
માજી ભજવાથી સુખ થાય કાયા નહિ તારી.
જાંજવાના પાણી જોઇને જે જન પીવા જાયરે,
નીરાશ થઇને લાખે નીસાસા ખાલી ખોટી થાય.
માનો છો મારી. ચોક ૧ લો

સુખ સ્વપ્નામાં સંપતિ ભોગવે, નજરે નહી કંઈ દેખાયરે.
જગ્ત સ્વપ્નુ મોટું માનો, જાગી જોતે જણાયે. માનોછો મારી
ચોક ૨જો.

પૂત્ર પરીવાર સ્ત્રી આ જોબન આખર અળગા થાયરે
લોક લજ્જાથી રૂદન કરીને, ધન દોલતને ન્હાય, માનોછો મારી.
ચોક ૩ જો

આવ્યા કયાંથી ને કયાં જવાનું, રહેવું જઇ કેણુ ઠામરે.
સ્વરૂપનું સોધન કરીને પુછવુ કરી પ્રણામ; માનો છો મારી
ચોક ૪ થો

આરે કાયા મારી ક્ષણુ ભંગુર છે બતાવો મોક્ષ ઠામરે
તનમાં તપાસતા માલમ પડશે **અમીચંદ** રહે નીજ ધામ
માનો છો મારી, માજી ભજવાથી સુખ થાય, કાયા નહી તારી
ચોક ૫ મો



## ગરબો ૬ ઠો. ૧૪૩

રીસાવ્યો રસીક સંગાથે રાધા એ રાહ.

જગતમાં એક બ્રહ્મ જાણો સરખો ભાવી જન પોતે પોતામાં પરખો
જગતમાં એક બ્રહ્મ જાણો સરખો.

જળ ભરી પાત્ર મુકો હારો હારે, સર્વમાં સુર્ય તણો રે આકારે.
તેમ સોહોમ રહે થારો થારે, જગતમાં એક બ્રહ્મ જાણે સરખો
ચોક ૧ લો.

નથી પુરૂષ નથી કોઈ નારે નથી ભીખારીને દાતારે
કરો આત્મ તત્વ વીચારે, જગતમાં એક, ચોક ૨ જો.

સુખ દુઃખ સંસય થકીરે જણાએ, માયાની ભ્રાંતિ બ્રહ્મણાથી થાએ
ઘાટ ઘળે કચન એક કહેવાયે, જગતમાં એક બ્રહ્મ જાણો સરખો
ચોક ૩ જો

ભજન પોતાનું પોતે કરે છે, જગ રૂપ થઇને પોતે ફરે છે.
**અમીચંદ** અંબાનુ ધ્યાન ધરે છે, જગતમાં એક બ્રહ્મ જાણે
સરખો ચોક ૪ થો



## છંદ ૧૪૪ મો.

( અંબા મા તારા દર્શન દુર્લભ એ રાહ )

મારા પ્રાણ પતિ પરમેશ્વરી કહું મા તમને,
સમે સાગરની લેહેર સાગર સમાવો તેમ હમને,

થયો પરમાત્માંથી આત્મા કરમ અનુસારે,
હ્યાં આવી પડયો પરદેશી જોયો સંસારે,
થયો પાંચ તત્વનો સંગ જીવ થયો ત્યારે,,
પડી માયા જાળમાં દુઃખ વેઠે અપારે.
ઘણું છોડે છુટે નહિ લાગ્યો જગતમાં ભમને,
સમે સાગરની લહેર સાગર સમાવો તેમ ચોક ૧.

બની મુરખ ખોટાને ઝાલી રહયો માની સાચું,
માત પિતા પૂત્ર ધન ધણીઆણીનું કાચું,
પીંડ પોષી ખાઇપી દેહ અભિમાને રાચ્યું,
જાગી જોતા લાગે સો જુઠું શાસ્ત્ર જ્યારે વાંચ્યું,
આ જગતના જીવ એકદેશી લગ રહે હમને,
સમે સાગરની લેહેર સાગર સમાવો ચોક ૨

છે જગત જુઠું પણ ભ્રમણાથી ખરૂ ભાસે,
કોઇ જ્ઞાની પુરૂષને પુરણ પડે પ્રકાસે.
તને નથી લોભ જોઇ પાત્ર પુરે તેની આશે,
જાણી દેશી બંન્ધુ વિદ્યાનો કરાવે અભ્યાસે,
જાણી વકીલ બંન્ધુ દેશી ભાઇને લાગે નમને,
સમે સાગરની લેહેર સાગર સમાવો ચોક. ૩

બાંધે કંઠી ગૂરૂ થઇ એક પર બીજી જયારે,
એવા લોભીઆ ગૂરૂથી કેમ તરાય સંસારે.
જેને સંશય સમેટી સ્વર્ગના ખોલ્યા દ્વારે,
મળી સરિતા સાગરમાં સાગર છોડી સંસારે,
કહે અમીચંદ કરી ભક્તિ જીતું સહુ જમને,
સમે સાગરની લેહેર સાગર સમાવો ચોક ૪

## છંદ ૧૪૫ મો.

### એક દહાડો ભરવો છે અમારે એ રાહ.

ખોટી મોહિણીમાં મોહુખાઇ ફસાવવું નહી તે વિષેનો છંદ.

શું મોહયા નહી મોહન જાણો, મોહનની ગતી ન્યારીરે.
નાગ નાથી દાવાનળ પીધો, પર્વત તોલ્યો ભારીરે;
શું મોહયા નહી મોહન જાણો.
વૈષ્ણવ ધર્મ વલ્લભ કુળનો, ગુરૂનું જ્ઞાન વિચારીરે.
કાન ફુંકાવી ગુરૂ કર્યો તો, ન કરવી વાત મંનધારીરે;
શું મોહયા નહી મોહન જાણો.
ગુરૂ જ્ઞાન આપે તે લેવું, ન કરવી નરશી સારીરે.
ગુરૂ જ્ઞાન આપે તે લે છે, ખરો ચેલો સંસ્કારીરે;
શું મોહયા નહી મોહન જાણો.
ટચલી આંગલીએ ગોવરધન તોળ્યો, ઈંદ્ર થયાં હુંકારીરે.
ચૌદ લોકના નાથ પ્રભુજી, પાપીને લે તારીરે;
શું મોહયા નહી મોહન જાણો.
ગોકુળની બ્રીજ નારી ગોપી, ગઈ દુર્વાશા પાસેરે.
જમનાજી ભરપુર ચડ્યાં છે, જવું પાર પુછે બ્રીજનારીરે;
શું મોહયા નહી મોહન જાણો.
દુર્વાશા કહે જઇને કહેજો, હોય કૃષ્ણ સદા બ્રહ્મચારીરે.
દુર્વાશા હોય સદા ઉપવાશી, મારગ થાશે જાવ નારીરે;
શું મોહયા નહી મોહન જાણો.

દ્રૌપદીના ચીરા પુર્યા, જોતાં કૃષ્ણ મોરારીરે.
કૌરવ સૈન્ય જોતામાં રોળ્યું, પાંડવ સંગ મોરારીરે;
શું મોહ્યા નહી મોહન જાણો.

મંનના રાજા બને બનાવે, ખુશી થવા મંનધારીરે.
ખંડણી ભરવા કોઇ ન આવે, જાણે દુનીઆ સારીરે;
શું મોહ્યા નહી મોહન જાણો.

સર્વાંગે વ્યાપીઓ સૌ કહેછે, એ જીવ છે સંસારીરે;
**અમીચંદ** કહે એક રૂપ છે, પણ ન્યારો નીર વીકારીરે.
શું મોહ્યા નહી મોહન જાણો.



## છંદ ૧૪૬ મો.

શું પુછો મને સંખ્યા લાવી, પ્રભુ નહી ભટ સંસારીરે;
માન પ્રભુના જેવું આપે, કથા લાગે જેને સારીરે.
શું પુછો મને સંખ્યા લાવી, પ્રભુ નહીં ભટ સંસારીરે;
આ પરદેશી કથા ભટ છે, વાણી મધુરી સારીરે.
વનો કરી વિવેકી બોલે ડાહ્યા પુરૂષ સંસ્કારીરે;
શું પુછો મને સંખ્યા લાવી. ચોક ૧

પેટનો ઉદમ કરવા કથાભટ, ભજી ભજાવે મોરારીરે;
સુરતા સાંધી માલીકને સોધે પુરૂષ પ્રભુ નીરાકારીરે.
શું પુછો મને સંખ્યા લાવી. ચોક ૨

કજી બાળક છે સુયંશંકર અભ્યાસ કીધો એને ભારીરે;
જ્ઞાન થાયે તો ગુણ માનજો જાણજો પર ઉપકારીરે.
શું પુછો મને સંખ્યા લાવી. ચોક ૩

દક્ષણા આપી આશીશ લેવી એ વાત સોથી સારીરે;
ભટ ભગવાનનો મારગ શોધે ભીક્ષુક થઇ લાચારીરે.
શું પુછો મને સંખ્યા લાવી. ચોક ૪

દાશ થઈ દીન વચન કહીને સમરે દેવ મોરારીરે;
જગત મીથ્યા જ્ઞાની માને મુળ માલીક લે ધારીરે.
શું પુછો મને સંખ્યા લાવી. ચોક ૫

આ અભ્યાસ જેના મંનમાં રહી જાય આખર વખત દુખકારીરે;
મતી હોય તેવી ગતી થાએ છે વીરલા જાણે વાત ન્યારીરે.
શું પુછો મને સંખ્યા લાવી. ચોક ૬

વેપાર કરી દુકાન લઇ બેશે કરે તે દુકાન દારીરે;
નથી નોતરૂં ખરીદનારને લો વસ્તુ જોઇને સારીરે.
શું પુછો મને સંખ્યા લાવી. ચોક ૭

અમીચંદ કહે પુન્યની રચના જશ લેતે જશ કારીરે;
સર્વે જીવ સમાન ગણવા નહી કરવી તારી મારીરે.
શું પુછો મને સંખ્યા લાવી પ્રભુ નહી ભટ સંસારીરે ચોક ૮

## છંદ ૧૪૭ મો.

સાચ આંચ કબુ નહિ આવે, જુઠા આખર હારેરે.
સાચાની વાલી મા થાએ, જુઠા જમ દુવારેરે.
સાંચને આંચ કબુ નહી આવે ૧
જુંઠુ માસી હેત બતાવી, કૃષ્ણુલઇ ઘનડાવેરે.
ભાણેજ હેત કરીરે ધાવ્યા, માસી પુતનાને મારેરે.
સાંચને આંચ કબુ નહી આવે ૨
દુર્યોધને દુત રમાડ્યા, જુઠા પાસા બનાવ્યારે.
હારી પાંડવ વન ફરી આવ્યા, કૃષ્ણ ચઢયા તેની વાહારેરે
સાચને આંચ ૩
અઢાર દહાડાનું યુદ્ધ મચાવ્યું, અઢાર ક્ષોણી સંહારેરે.
કૌરવ સૈન્ય જીતીને લીધું, સતીયા ઉતર્યા પારેરે.
સાચને આંચ ૪
જુઠો કળજુગ નળને દમ્યો, દમ્યંતીને લેવારે.
જુઠો આરોપ મુકાવી દમ્યો, આખર કળજુગ હારેરે.
સાચને આંચ ૫
સદ્‌ગુરૂ સમજણ આપે શીષ્યને, દુઃખકારી સંસારીરે.
દુનીયા દુઃખનો પાયો જુઠો, બોલતા મન વીચારેરે.
સાચને આંચ ૬

પર નીંદાનું પાપ જે જાણે, કરતાં કરે વીચારીરે.
ગુનેગારને શીક્ષા કરેછે, પોતે દેવ મોરારીરે.
સાચને આંચ ૭
જુઠુ બોલી જીવ દુઃખાવે, નહો તેમાં શું કાડેરે.
નહો નીસાંસો લઇને પ્રાણી, નરકના અધિકારીરે.
સાચને આંચ ૮
ક્રોધ કરી જ્ઞાનિ નહિ બોલે, બોધ આપીને તારેરે.
અમીચંદ કહે ગમ ખાઇ જે, આવતા ક્રોધને મારેરે ૯



## છંદ ૧૪૮ મો.

રાહ, લંગડી

જ્યાં જોઇએ ત્યાં તુંની તુંમા કામ કરે તેવા પડે છે નામઃ।।
દેવની આશાઃ।। આશા પુરે આશા પુરી પડયું છે નામઃ।।
દુઃખીઆરા સહુ અરજ કરે દયા લાવી પલકમાં ભાંગો દુઃખ ઃ।।
સૌના મનની ઃ।। વાતો જાણે પડે નહીં માંગવું મુખઃ।।
બાળકની રૂખ માતા જાણે, મોડું જોઇને ભાંગો ભુખઃ।।
કોઇ ન જાણેઃ જાણે તરપત કરીને આપો સુખ ઃ।।
ગયા રાજ દેવતાને અપાવી ગયા પોત પોતાને ધામઃ।।
દેવનીઆશા ચોક ૧
આશા પુરીની આશા રાખી અંબા શંકર કરે સેવાઃ।।
તમેતો જાણોઃ।ઃ જાણો આવે સર્વ જન સુખ લેવાઃ।।

ધાર્યાં કામ મા સઉના કરો છો સુખી થઇ ખાય દુધ મેવા:॥
તેનું જોઇને :॥ જોઇને આવે સર્વ તમને કહેવા:॥
સુરત ધીઆ ફળીઆમાં માતા અંબાજીનાં ખાંચામાં ધામ:॥
દેવની આશા ચોક ૨
પેસતાં કમાંડમાં જમણે હાથે માતા સજી બેઠા સણગાર:॥
અંબાશંકર :॥ લડાવે લાડ માજીને અપરંપાર:॥
ભક્તો આવી ભક્તિ કરી કહે માજી તારો સઉને આધાર:॥
દૈત્યો મારી :॥ અપાવ્યાં રાજ દેવને વારંવાર:॥ દૈત્ય મારી
બહુ ચારો ચઇરો ત્યારે બહુચરી પાડયું દેવેનામ:॥
દેવની આશા :॥ ચોક ૩
સેવક તમારાં આશા રાખી સદા આણંદમાં ફરતાફરે:॥
તેની આશા :॥ આશા પુરી દુઃખ તેનુ દુર કરે:॥
આશા પુરો આજ હમારી ધારી બેઠા જે ભીત્તરે:॥
તમેતો જાણો :॥ જાણો સમજી આપો દીલ અંદરે:॥
અમીચંદ કહે અંબાશંકર સેવા કરે રહેમાને ધામ:॥
દેવની આશા ચોક ૪



## છંદ ૧૪૯ મો

(મ્હારી અરજ સુણો અંબા મા બહુચરવાળી એ રાહ)

તમે ફરતા મુસાફર, આવ્યા મુસાફરી કરીને;
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર, જગતમાં ફરીને.

તમે અબદુત સોદાગર, ખરીદ કર્યો ગણ્યો માલે;
સાવકારનું નાણું, કે પેર પડે ટંકશાળે.
કોણ ગુરૂ કરી લીધું; જ્ઞાન તોડવા મહા જાળે;
કોનું બાનું ધર્યું કોણ ઇષ્ઠ દેવ રખેવાળે.
સતગુરૂ વિના નથી ચેલો, ગયો કોઇ તરીને;
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર ચોક ૧

વાણી વાજીંત્ર સાંભળી, ખુશી થયા પ્રસન્ને.
રાગ રાગણી નાટકમાં, મોહી રહ્યું જગતન્ને;
છાપમાળા ફેરવી માતા, ફરે છે ભજને;
ભીત્તરની વાત, તો જાણે પોતાનું મને.
હશે સાચો હીરો, લેશે ઝવેરી ખાત્રી કરીને;
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર ચોક ૨

આ નથી દેશ આપણો, સર્વે પરદેશી;
કરી વેપાર તપાસવો નફો, રહેવું નહિ બેસી,
જુઓ સૃષ્ટિનું મંડાળ, વેદાંતમાં પેસી,
કામ કરે કુદરત. કરણી હોય જેની જેસી.
જેણે જાણ્યું જગત છે જુઠું, બેઠા તે તો ઠરીને;
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર ચોક ૩

હું તો શોધું દેશીને, દેશી મીલે જો હમારા;
જો મળે દેશી તો, જઇ પુછું સમાચારા.

કોઇ આપે એંધાણી, બતાવું દેશના દ્વારા;
માજી ભજતા ભાવથી, સંસય ભાગ્યા હમારા,
અમીચંદ કહે મળીએ એકાંત, તો વાત થાય ઠરીને
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર ચોક. ૪



## છંદ ૧૫૦ મો.

રાગ લંગડી.

બન્યું છે તે બધું બરાબર જે છે તે સર્વે સાચું: ।।
સમજણુ વિનાનું લાગે છે સૌને કાચું: ।।
પ્રથમ ગુરૂતો માત પીતા છે જ્ઞાન ધર્મને આપે બોધ: ।।
પુખ્ત ઉમરે: ।।
ઇષ્ટ દેવ કરી ગુરૂની કરે છે સોધ: ।।
જયાં જોઇએ ત્યાં ગુરૂ સ્વાર્થીયા કળીયુગમાં કરી લો નોંધ
રખે ન ભુલતાં કરી સ્વગુરૂ છોડીને કામ ક્રોધ : ।।
એવા ગુરૂનું જ્ઞાન લઈ મુળ ઇષ્ટદેવને જાચું: ।।
સમજણુ વિનાનું ચોક ૧
બાવનમાં સૌ બાહોસ બન્યા છે, માલીક સૌથી છે ન્યારો
કોઇ વિરલા જાણે; જાણે; તેનો કોઇ સમે આવશે આરો
એક ગુરૂને એક ઇષ્ટ દેવ ન કરવો નરસો સારો;
માન્યો તે મારો મારો પાસ મારી પ્રીતમ પ્યારો;
બાવનમાં રહી ભક્તિ કરી છંદ ભજન ગાયન દુખે દાચુ
સમજણુ વિનાનું (૨)

અલ્પ આયુષ્યના સર્વે ભાઇઓ આતો આવ્યા છઇએ પરદેશ
જઇ જુઓને નાટક; નાટકમાં આવે રાજા રાણીનો વેશ;
પહેલાં તો એ પુરૂષ હતો સજી સણગાર રાણીનો પહેરી દેરેશ
ભુલ્યા સર્વે; સર્વે જોઇ આંખમાં આંજી મેશ;
મનમાં સમજે પુરૂષ હું છઉં રાણી થઇ ખોટી રાચુ,
સમજણ વિનાનું (૩)
સાંભળો ભાઇઓ દ્રષ્તાંત કહ્યું તેમ આપણે આવ્યા વેશ ધારી
ખેલ ખલાશે ખલાસે જાઉં સઉને છે મરી,
તે માટે મુળ સ્વરૂપ ઓળખો નથી રહેવુ કઇ, અહીં આ
ગુરૂ લોભીને ચેલા લાલચુ હવે કહો કોને જાચું;
સમજણ વિનાનું (૪)
જગત જુઠું છે કહી સમજાવે બ્રહ્મજ્ઞાનનો આપે બોધ;
આ જુઠી માયા, માયા છોડે સઉ કામ ક્રોધ;
ગુરૂ શીષ્યને જ્ઞાન આપે પણ પોતે પઈસાની કરો છો સોધ;
અનેક રીતે રીતે ફંડ કરી કરાવે નોંધ.
**અમીચંદ કહે સત સંગતમાં સદા આનંદમાં હું રાચું,**
સમજણ વિનાનું (૫)



## ભજન રૂપી છંદ ૧૫૧ મો.

**તારી ગતી ઘણી ન્યારીરે અલબેલી અંબા તારી ગતી ઘણી ન્યારી**
**એ રાહ ભજન રૂપી છંદ.**

**માયાને જાણે મોરારીરે; અલબેલી અંબા માયાને જાણે**

મોરારી: એના ગુણ વખાણે ગીરધારીરે; અલબેલી અંબા ૧ મથુરામાં જન્મીઆને ગોકુળમાં ઉછર્યાં; કેવી લીલા કીધી ભારીરે: અલબેલી અંબા ૨ છ મહીનાની રાત બનાવી; રાસ રમ્યા નરનારીરે: અલબેલી અંબા ૩ ગોરસ ફોડીને દહીં દુધ ખાધાં; ઘેલી કરી બ્રીજ નારીરે, અલબેલી અંબા ૪ પુતનાને મારી કાળી નાગને નાથ્યો: કંશ પછાડી નાંખ્યો મારીરે અલબેલી અંબા ૫ અરજુન નારદને માયા બતાવી• સમજી ગયા અહંકારીરે અલબેલી અંબા ૬ માયા રચી કૃષ્ણે દૈત્યોને માર્યા: દેવોને કઇરા સુખકારીરે અલબેલી અંબા ૭ તપ જપ સાધન દેવરે માયા: પોઠી લંગોટી માળા પ્યારીરે અલબેલી અંબા ૮ કૃષ્ણે મંગાવ્યુ ભીમની પાસે દ્રોપદી છે ખપ્પર ધારીરે અલબેલી અંબા ૯ પાંચ પાંડવને છઠ્ઠા નારાયણ: તારા ખપ્પરથી લેજો ઉગારીરે અલબેલી અંબા ૧૦ માયાથી છુટવું માયાના હાથમાં: મતીઆ મતે ગયા હારીરે અલબેલી અંબા ૧૧ માયામાં રહી સૌ બ્રહ્મને ઓળખે: માયાથી મળે બ્રહ્મબારીરે અલબેલી અંબા ૧૨ જોવું જાણવું માયાથી થાય છે: ખીસા ખાલીને બ્રહ્મ ભારીરે અલબેલી અંબા ૧૩ જયાં લગી કાયા ત્યાં લગી માયા: પછી તો સંરવે એકાકારીરે અલબેલી અંબા ૧૪ **અમીચંદ** કહે બ્રહ્મને માયા: નથી જુદા જોતાં ધ્યારીરે અલબેલી અંબા માયાને જાણે મોરારીરે ૧૫



# ભજન રૂપી છંદ ૧૫૨ મો.

રાહ ઉપરનો

પંથોની છે મારા મારીરે: અલબેલી અંબા પંથોની છે મારામારી: બ્રહ્મથી માયા નથી ન્યારીઃ અલબેલી અંબા પંથોની છે મારામારી: સૌ સૌના પંથોને સરવે વખાણે નીરપક્ષ દેખે દુકાનદારીરે: અલબેલી અંબા પંથોની છે મારામારી ૧ સરળ વિકટ મારગ ગમે તેમ જાઓઃ સતીઆને સઘળે આનંદ કારીરે અલબેલી અંબા પંથોની છે મારામારી ૨ માયા બ્રમ્હનું દષ્ટાંત આપું સમજુ સમજી લો વિચારીરે: અલબેલી અંબા પંથોની છે મારામારી ૩ બ્રહ્મ રૂપી એક જંગલ જાણોઃ તેમાં બન્યો બગીચો મીના કારીરે: અલબેલી અંબા ૪ ફુલવાવીને કર્યો બગાચોઃ તેમાં આવે નરનારીરે અલબેલી અંબા ૫ બગીચો જોઇને સરવે ખુશીરે થાયેઃ જુકતી તો છે ઘણી સારીરે અલબેલી અંબા ૬ વખાણી વખાણી ફુલરે તોડેઃ સુંઘીને સુખ લે ભારીરે: અલબેલી અંબા ૭ સાંજ પડે પાછા આવ્યા ત્યાં જાય: બગીચો ખાલી સુન કારીરે અલબેલી અંબા ૮ જંગલ બગીચો જુદાં કહે વાતોઃ વાડભાંગે એકાકારીરે અલબેલી અંબા ૯ ફુલ તોડતાં જેને કાંટા વાગ્યાંઃ તેથી વાડી ન થાય નઠારીરે અલબેલી અંબા ૧૦ બગીચો માયાને જંગલ બ્રહ્મ છેઃ માયામાં લીધી સુખાકારીરે અલબેલી

અંબા ૧૧ મતલબી મતલબ કરતાન બીએ: પછી માયાને
કહે છે નઠારીરે અલબેલી અંબા ૧૨ અમીચંદ કહે
બ્રહ્મની બારી માયાથી મળશે જુઓ ધારીરે અલબેલી અંબા૧૩

## ભજન રૂપી છંદ. ૧૫૩ મો.

રાહ ઉપરના.

જુઠા વગોવે વહેમી સહુનેરે: અલબેલી અંબા જુઠા વગોવે
છે સહુનેરે: સાચાતો સમ ખાઇ કહે તમનેરે: અલબેલી
અંબા જુઠા વગોવે છે સહુને: ૧ તારી ભક્તિ કરવા
ભક્તને શોધી; જ્ઞાન મળેતો લાગું નમનેરે; અલબેલી
અબા ૨ ગુરૂ વિના કોઇને જ્ઞાન ન થાએ નુગરા ન સમજે
લાગ્યા દમનેરે અલબેલી અબા ૩ સાચું જુઠું તમે સર્વે
જાણો છો: જુઠાને નાંખો નરક રસનેરે: અલબેલી અંબા ૪
કાન કુકાવી ગુરૂ અંજનીએ કર્યા: નારદજી આવી તે
આશ્રમનેરે અલબેલી અંબા: ૫ જુઠો આરોપ માશીભાણેજ
પર મુકે દમયંતીએ લીધો હાર હમણેરે અલબેલી અંબા ૬
પળે પળે સતી નીસાશા મુકે જુઠાને સોંપો માજી જમનેરે
અલબેલી અંબા ૭ જાણ્યા જોયા વિના આરોપ જે મુકે
સતી શ્રાપે નરકે ભમનેરે અલબેલી અંબા ૮ અમીચંદ
કહે સુરાની ભક્તિ હીંમતે જીતે જઇ જમનેરે અલબેલી
અંબા જુઠા વગોવે છે સહુનેરે: અલબેલી અંબા ૯

# ભજન રૂપી છંદ ૧૫૪ મો.

રાહ ઉપરનો.

વહેમે તો અધ વાળીરે, પંથીડા પ્રાણી વહેમેતો અધવાળીરે
વહેમી ન મુકે મત ઝાલીરે, પંથીડા પ્રાણી વહેમે તો અધવાળીરે ૧
ભીષ્મ પીતા પર ભાઈએ વહેમ ખાધોતો પસ્તાઈ પોતાની
દેહ બાળીરે. પંથીડા ૨
જુઠો માતા પર વહેમ ખાધોતો, પસ્તાઈ પોતાની દેહ
પરજાળીરે. પંથીડા ૩
વહેમે દમયંતી નળરાજાએ મૂકી, વસ્ત્ર કાપી ગયા ચાલીરે
પંથીડા ૪
સોંપ્યા માછલા પાણીમા ચાલ્યા, સતીપર કોપ્યાં નળ
ખાલીરે. પંથીડા ૫
વહેમે કૃષ્ણને પારધીએ માર્યા પેલા જન્મનો વેરી વાળીરે.
પંથીડા ૬
વહેમે દશરથજીએ શ્રવણને માર્યો, પાણી ભરીને જાતા
ચાલીરે પંથીડા ૭
વહેમે વણજારાએ કુતરાને માર્યો, વાંચી ચીઠ્ઠી કે માર્યો
ખાલીરે પંથીડા ૮
સાંભળીને જોયું જુઠું પડે છે, સેસા ન કરવો ઘા ખાલીરે
પંથીડા ૯
વહેમે ગોત્રજ આગળ પશુને મારતા, રૂઢી મારગ રહ્યા
જાલીરે પંથીડા ૫

વહેમ કાઢી મરતા, જીવો બચાવ્યા તેતો ગયા સ્વર્ગે ચાલીરે.
પથીડા ૬
જોતા જગત સઉ, વહેમમાં ભુલે છે, સમજુ સમજી લો
સંભાળીરે. પંથીડા ૭
મહાત્મા ભકત ગુરૂ પીતા સમાન છે. વહેમી જાય નર્કે
ચાલીરે પથીડા ૮
સુરતા સાંધી· જેણે સંશય સમાવ્યા, ગુરૂનું જ્ઞાન લીધું
જાલીરે. પથીડા ૯
ભકત **અમીચંદ** અરજ કરે છે સાચાની માજી થશે
વાલીરે. પંથીડા ૧૦



## ભજન રૂપી છંદ ૧૫૫ મો.

સતિયા આણંદમાં રહેછેરે પંથીડા પ્રાણી સતીયા આણંદમાં રહેછેરે દુઃખ પડે સર્વે રહેછેરે...ટેક સતિ મિરાં પર રાણાજી કોપ્યાં, ઝેરના પ્યાલા ભરી દેછેરે....પથીડા પ્રાણી ૧ પાપી દુર્યોધન દ્રૌપદી દમ્યો, આખર પાપીને શ્રાપ દેછેરે....પથીડા પ્રાણી ૨ કારાગૃહમાં ભાઇએ બેનને નાંખી ભણેજે મારીને હત્યા લેછેરે....પંથીડા પ્રાણી ૩ પાપનો ઘડો જ્ય રે પુરાણુ ભરાયો, કૃષ્ણુ કંસના પ્રાણુ લેછેરે....પંથીડા પ્રાણી ૪ સીતા સતિને પાપી રાવણુ હરતો. રામ બાણે શિર પડેછેરે....પંથીડા પ્રાણી ૫ આસુરી માયાને દૈવરે માય ભગત જગતને વેર કહેછેરે....પથીડા પ્રાણી ૬ ભકિતના ભોગી ભકતને શોધે પાપી નિંદાથી પાપ લેછેરે....

પંથીડા પ્રાણી ૭ પારકી નિંદાથી નર્કે પડાયે ગુરૂ શિષ્યને એમ કહેછેરે....પંથીડા પ્રાણી ૮ અમીચંદ કહે સતિયાની વાહ્રી માજી આવીને મદદ દેછેરે....પંથીડા પ્રાણી ૯

## ભજન રૂપી છંદ ૧૫૬ મો.

ગજકો બંધ છોડાયો નાથ મેંતો ગજકો બંધ છોડાયો એ રાહ.

દર્શનની બલીહારી, અંબા તારા દર્શનની બલીહારી.
અખંડ આનંદ જેના ઉરમાંરે આવે, નામ જપે નરનારી.
અંબા તારા દર્શનની બલીહારી ચોક ૧
આત્મ દરશી આપો પૂગાળી, મનને નાખ્યું મારી.
સત પાળે ને તૃષ્ણા ત્યાગે, માજી દર્શન ચીત્ત ઠારી,
અંબા તારા દર્શનની બલીહારી ચોક ૨
અજર અમર રસ પીવાને ઇચ્છે ઉલટ અંગમાં ધારી.
માન તજે ને શાન સંભારે, કામ ક્રોધ નાંખે મારી.
અંબા તારા દર્શણની બલીહારી. ચોક ૩
સમદમ સાધન સારા જાણે, લક્ષથી લો વિચારી
સોહમ શ્વાસોશ્વાસે સમરે સદા રહે આનંદકારી,
અંબા તારા દર્શણની બલીહારી. ચોક ૪
અષ્ટ જોગને એમ આરાધે. ગૂરૂનું જ્ઞાન વિચારી.
સતમારગનો મહિમા મોટો અમીચંદ કહે લલકારી.
અંબા તારા દર્શણની બલીહારી. ચોક ૫

## છંદ ૧૫૭ મો.

ત્રીગુણ માયા મા તાહરી એ રાહ.

આત્મ શક્તિ એ ભગવતી, ભજતા પ્રીતિ બંધાશે
સુનીવર મુની સ્મરણ કરે જપતા શ્વાસોરે શ્વાસે.
આત્મ શક્તિ એ ભગવતિ. ચોક ૧

સત સ્મરણ સંજોગથી, થશે કર્મનો નાસે.
મનરે મંદીર શણગારીયું, પ્રીતમ નહી મારી પાસે.
આત્મ શકતિ એ ભગવતિ. ચોક ૨

જળ વિનાની જેમ માછલી, જીવ તેમ મારો ત્રાસે
પીંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર, ભક્તિ રસમાં ભાસે.
આત્મ શક્તિ એ ભગવતિ. ચોક ૩

ખોળતા ખોળતા ખોવાઇ ગયા ઘાટ ગળે કંચન થાશે.
ઇષ્ટ દેવ મારી અંબિકા, અમીચંદ છે વિશ્વાસે.
આત્મ શક્તિ એ ભગવતિ. ચોક ૪



## ભુજંગી છંદ ૧૫૮ મો.

આદ્ય ઇશ્વરી અંબા તું માત મ્હારી.
ઉભો કર જોડી કરૂં વિનતી તારી.
ભજી ભાવે ભકતી કરૂં શરણુ રહેવા.
સદા દાસને આશ પુરણ સુખ લેવા.
પડી જાળ માયા તણી દુઃખકારી. ઉભો—૧

અતી દુઃખ વેઠી રહયો ગર્ભમાંહી.
ધરી ધ્યાન જન્મ્યો ભુલ્યો ભાન આંહી.
બુદ્ધી બળ આપો સદા ત્રીપૂરારી ઉભો—૨

ભમે ચોર લુંટારા સદા રહે સંગે.
લોભ મોહ માયા કામ ક્રોધ અંગે.
ઘણું છોડું ન છુટે પડે દુઃખ ભારી. ઊભો—૩
જાય જુવાની જગતમાં ભાન ભુલી.
ખુલી આંખ નીદ્રાથી બાદશાહી ડુલી.
જોઇ ઝાંઝવાના નીર પીવા જાય ધારી. ઊભો—૪
તારા નામની ઢાલ મેં હાથ ઝાલી.
પ્રેમ કૃપાળુ માત અંબા દયાળી.
તારા દાસને દુઃખ છે શીર ભારી. ઊભો—૫
તમે દેવના દુખ હરી સુખ આપ્યાં.
કરી ભકતને સ્હાય સંકટ કાપ્યા.
કરી વ્હાર આવો ભત્ર દુઃખ ભારી. ઊભો—૬
આપો જીવતાં જશ જકત માંહે ઝાઝો.
કદી બુડું આવી ઝટ હાથ સહાજો.
મારે આશરો તારો કહું વારંવારી. ઊભો—૭
બેઠો નીરભે નારાયણી માત અંબા.
લ્યોની દાસને પાસ કરી હાથ લંબા.
આવો હસી ધસી નીરખું ચીત્ત થારી. ઊભો—૮
કરી ભકતની વ્હાર આવોને દોડી.
મારા કર્મના બંધ નાંખોને તોડી.
ધરી ધ્યાન રહું જ્ઞાનમાં ચીત ઠારી. ઊભો—૯

અરજ સામળી આવો મા થઇ પ્રસન્ન,
અમીચંદ જોડી કહે હાથ ભક્તન.
પુરો સર્વની આશ અરજી સ્વીકારી
ઉભો કરજોડી કરૂં વીનતી તાહરી. ઊભો—૧૦



## છંદ ૧૫૯ મો ગઝલ.

રાધે કૃષ્ણ રાસ રમે ખેલે મધુબનઃ ॥ ૧
કાન મુખ બાજે બંસી, નાચે થનથનઃ ॥ ૨
શબ્દ સુણુ લાગી ધુન ગોપી ભઇ મગનઃ ॥ ૩
ઘર કામ છોડી દોડે જ્યાં રાધા ક્રીસનઃ ॥ ૪
મળી સખી સાથ હાથ ઝાલી ત્રીભોવનઃ ॥ ૫
કાન ગોપી રાશ રમે થઇ પ્રભુ પ્રસન્નઃ ॥ ૬
૭ મહીનાની રાત કરી રમે જગજીવનઃ ॥ ૭
દેખને આવે દેવ છોડી ઇંદ્ર ઇંદ્રાસનઃ ॥ ૮
મોરમુગટ ધારી લઇ ચત્રભુજ દર્શનઃ ॥ ૯
બ્રહ્મચારી પોતે પ્રભુ એ છે નીરંજનઃ ॥ ૧૦
શંખ, ચક્ર, પદ્મ, ગદા ગરૂડ વાહનઃ ૧૧
આરતી ઉતારે સર્વે ગોપી થઇ મગનઃ ॥ ૧૨
બ્રહ્મરૂપ બ્રહ્મ સભા લાગી વેદધુનઃ ॥ ૧૩
વીજ્યાશંકર વીષ્ણુ ભક્ત કહેછે અમીચંદઃ॥ ૧૪
આત્મ શક્તિ અંતરજામી પોતે નીરંજન ઃ॥ ૧૫
અનેક નામે એક પોતે સદા રહે પ્રસન્નઃ ॥ ૧૬



## છંદ ૧૬૦ મો.

( રાહ ખડી )

સર્વે ભકતો કરે ભલામણુ, ભક્ત જાણી મા તારો દાસ
ચર્ણું સ્પર્શ કરી આનંદ લાવે, તેની સદા તમે પુરજો આશ;।।
સંસારી જીવ સર્વે અધુરા, પુરામાં તમે પરીબ્રહ્મ ;।।
જગત જીવો સરવે દુઃખી, આવી માગે મા મુકી શરમ,
તન મન ધન મા કોઇથી દુઃખી દુઃખીઆરા તે પડે નરમઃ।।
તે સર્વને શાંતી કરજો, મારે કહેવાનો તમને ધરમ,
હું તારો ને તું મારી, સદા ચરણુમાં રહું છું પાસ ;।।
ચર્ણું સ્પર્શ કરી આનંદ લાવે, ચોક ૧

હું તો હજી છું યાચક તમારો, ભકતી કરી તમને યાચું,
ભકત જાણી સઉ નમન કરે છે, તેમાં ખુશી થઇ નહી રાચુંઃ।।
તેનો બોજો પડે શીરપર, કરવા શીપારસ કહું સાચું,
દેશી બંધુની કરવી સપારસ, જરા નહી રાખું કાચુંઃ।।
સર્વે જીવોની અરજ કરી કહું, સદા શરણુમાં રાખો પાસ,
ચર્ણું સ્પર્શ કરી આનંદ લાવે, ચોક ૨

ભકતો ભકતી કરી એક દીલથી, ધ્યાન ધરી મા થઇ જાય લીન
જ્ઞાન રૂપી જ્યોત સળગી રહે, ત્યારે શુદ્ધ થાય ગમે તેવો મલીન
દેવી ગુરૂ સંત એક રૂપ થાય, કોઇ વીરલા ઓળખી લે ચીન્હ
શંશે સમેટી સ્હેજમાં સમજી, પોતે પોતાને થાય આધીન.

નામ રૂપથી ન્યારો પડે પછી પોતે પોતામાં કરે સમાસ
ચર્ણ સ્પર્શ—ચોક ૩

બાવનમાં સૌ રાચી રહ્યા છે, માયા જાળની છે ફાંસી.
બાવનથી જે બારો પડયો તે બાવનથી છુટયો નાસી.
સંસારી જીવ સ્વપ્ના માંહી સદા ફરે થઇ સુખવાસી,
જાગ્યો તેણે જાણી લીધું પરિબ્રહ્મ જયોત પ્રકાસી
અમીચંદ કહે આનંદ આનંદમાં સદા આનંદ રહે ભકતી
પાસ, ચર્ણ સ્પર્શ—ચોક ૪



કૃષ્ણ મહારાજના જન્મ લીધાનો

## છંદ ૧૬૧ મો.

મથુરામાં લીઓ અવતાર કૃષ્ણ કીરતારે,
મ.રી માજી છોડાયા બંધ ગોપાળાજી,
સોળા સહસ્ર રખેવાળ ઉસે ગફલતમેં હાલાજી.
હર લઇ શુદ્ધ ઓર શાન ઉનોકે તનકી.
એસી કરી કરામત શ્રી ભગવાનાજી,
વાસુદેવ દેવકી નિંદ્રામેં કછુ ન જાણાજી.
ફીર જાગે મૈયા કહે સુણો મેરે સ્વામી,
આયે શ્યામ શલુણા રૂપનીધામાંજી.
બોલે પિતાકે સાથ હમકુ ગોકુલધર આનાજી.

## ફેકતા.

ફીર હાથ જોડ કર કહે અરજ સુણુ લીજે,
કંઇ દૈત્ય કરે પોકાર શબ્દ સુણુ બીજે,
હમકુ કીયે બેડી બંધ બોત દુઃખ દીજે,
જા તોડા કપટીકા કમાડ તાળાજી,
સોળા સહસ્ત્ર. ચોક ૧
એવું કરકે અરજી આપ પાલણે સોયે,
પિતાને લીયે ઉથાય બિહારીજી.
ઝરમર વર્ષે મેહ ઝુક રહી રજની કાળીજી,
આગે સિંહ શીષ પર શેષ છત્ર કરી છાયા.
ચલઆએ જમના કે તીર બિહારીજી,
ચલી સરીતા ભરપુર ચરણુસે લગ ગઈ સારીજી.

## ફેકતા.

એવું કરકે ઉતર ગયે પાર આપ મહારાજે,
ગયા બાબા નંદકે દ્વાર સિદ્ધ કીયે કાજે,
પાઉં મ્યાને પદમ મુખ ઉપર મોરલી બાજે
ફીર કાનોમેં કુંડળ ગળે બીચ માળાજી, સોળા સહસ્ત્ર ચોક ૨
ધર દીયે કનૈયા લે ગયા મંમાયા
જાહાં દેવકી કુંઅન જાગીજી,
બોલી શબ્દ કર શોર બાળા રેને લાગીજી.
ફીર જાગે જોદ્ધા પાર હુવા હોશીઆરે.

સુણી શબ્દ ઉનોકી સુરતા લાગીજી,
કહા જાય કંસકુ ગતિ સુણ ઉનકી ભાંગીજી.

ફેકતા

કંસાસુર કર મનસુબા ઘરસે આયા,
આન ખડાભોવન કે માંય મંદીર ખોડવાયા,
સાત બાળક મારે દુષ્ટ દયા ન લાયા.
ના માના પાપીએ ચરણુ ઝાલાજી, સોળા સહસ્ત્ર ચોક ૩
લે ગયા પાપી કર જોર પથ્થર પર દાલી,
ઉડ ગઇ આકાશે કરી કીલકારીજી.
તેરા વેરી ગોકુલમેં નંદ ઘેર કીસન મોરારીજી.
એસા સુણુકે કંસાસૂર ભયા નીરાસે.
જા કહા પુતનાકુ તમ કરો તૈયારીજી,
જાઓ જલદી ગોકુલમેં નંદ ઘેર કીસન મોરારીજી.

ફેકતા

પુતનાને સજે સણુગાર બની તૈયારે,
બીજ ચોર્યાસીકે બાળક સારે મારે.
નહી મીલા કંસકા બેરી કરે વીચારે,
ચલ આઇ ગોકુલમેં ધુંધે નંદલાલાજી. સોળા સહસ્ત્ર ચોક ૪
જા ખડી નંદકે ઘરમેં ઝેર ભરા સ્તનમાં,
શ્રી કૃષ્ણુ કનૈયા હસ કર આયાજી,
બેઠ ગઇ સામી ઉનોકી ખીર પીલાયાજી,
ઉડ ગયે હોસ ઓર કોસ ગીરી ધરણીકુ,

રાક્ષસી સ્વરૂપકા રૂપ બતાયાંજી,
એકવીસ જોજન લંબી હો ગઇ સુણુ કવી રાયાજી.

ફેકતો

પૂતનાકુ જલાઇ આગ શ્રી ભગવાને,
મારા અગ્ગા બગ્ગા સુર કળા નિર્ણાંયે.
પીર મારા કંસાસુર તોડા કોફરાણે,
એસા અનંતદૈત્યકા મુળ નીકાલાજી, સોલા સહસ્ત્ર ચોક ૫
ગોકુળમેં કરતે રાત સિદ્ધ કીયે કાજે,
કંઇ દેવ રૂષિ દર્શનકુ આયેજી.
અંતરીક્ષ નાચ રહી શુર તીર્યાં જ્ઞાન મીલાવેજી,
એસી બ્રીજમેં લીલા કરી ભયે નહી સગે.
સતગુરૂ કહે શીરનામી તેરા કોઇ પાર ન પામેજી,
માતા જસોદા કરે આરતી મોતી વધાવેજી.

ફેકતો

હે મહારાજગીર આ ભક્ત છંદ બનાવે,
આઠ પહોર ને ચોસઠ ઘડી તેરા ગુણ ગાવે.
સુણે એહી નામસે ભવસાગર તીર જાવે,
કહે કુબેર દાસ ભજે અમીચંદ લાલાજી
સોળા સહસ્ત્ર ચોક ૬



## છંદ ૧૬૨ મો.

હળવે રહી આરાધો અંબાને હાથ જોડી ભજવા માજી.
તલપ ઝડપ જુસ્સાથી ગાઓ છો અહીંઆ નથી કંઇ
ખ્યાલ બાજી.
આતો આપણે આવ્યા યાચવા નીર્મળ મન કરી ધ્યાન ધરો.
મદ મારી મમતાને ત્યાગી દીન વચન સ્તુતી કરો.
કામ ક્રોધ મોહ મમતા છોડી હાથ જોડી માને સમરો,
પ્રસન્ન થઈ મા દર્શન આપશે ભક્તિ કરો ભવજલ તરો.
સ્વગુરૂનું સાધન સાધી ગુરૂ ઉપદેશે રહો રાજી,
તલપ ઝડપ જોસ્સાથી ગાવ. ચોક ૧
ખ્યાલ ગાય તે સાહેર કહેવાયે છંદ ગાય ભકત કહેવાય.
ભક્તિના ભેદ ભકત જાણે ગુરૂ કરી શીષ્ય વાકેફ થય.
કેણી કહી રેણીથી ચાલે માયા જાળમાં નહિ ભરમાયે,
જોગ માયા માયાથી બચાવે દૈવ માયામાં દીલ લલચાવે,
વાણીમાં વિવેક રહયો ભાઇ. વાણીથી મા થાય રાજી,
તલપ ઝડપ જોસ્સાથી ગાવ છો. ચોક ૨
ભકત ભકત મંડળમાં બેસે ભકત સંગ રહી ભક્તિ કરે,
સત સંગતના સારા ફળ છે શુદ્ધ દીલથી ધ્યાન ધરે.
બાળ બુદ્ધિને બાળ પણામાં સ્થીર મન નહિ ફરતું ફરે,
સતસંગત છોડી કુસંગમાં જાય બાળપણે ચીન્ત નહિ ઠરે.
કોઇ હસે સસ્કારી જીવ તે સદા ગુરૂને રહે બાજી,

તલપ ઝડપ જોસ્સાથી ગાવ છો અહીંઆ નથી કંઈ
ખ્યાલ બાજી. ચોક ૩

હજી તમે ઉંરમીના ભરેલા મદ મમતામાં છો ગુલતાન,
ધીમે ધીમે ધમધમાટ ભાગે શીષ્ય ગુરૂની માને શાન
એક ગુરૂનું વચન પાળવું ગુરૂ બોધને આપી માન;
આવો બેસો અંતર ન રાખો સદા માજીનું ધરજો ધ્યાન
અમીચંદ. કહે નીર્મળ છંદ આ ભકત ગાઇ સૌ થાય રાજી.
તલપ ઝડપ જોસ્સાથી ગાવ છો અહીંયા નથી કંઇ
ખ્યાલ બાજી, ચોક ૪



## છંદ ૧૬૩ મો.

જીને આપકુ જોયા નહી, મન મેલ તો ધોયા નહી.
દીલ દાઘતો ખોયા નહી, અંગોળ કરેશે કયા હુવા.
કાયા કારણુ કે કારણે સુતા બેગમકે ખાટપર,
મમતા બીયાસે બાંધ કર, હરહર કીયાસો ક્યા હુવા,
કામણુ ગળેકા હાર હે, બદ ફેલકા દરબાર હે,
મન શમશેર સરદાર હે, માળા જપાસો કયા હુવા,
કામ કીયા સંસારકા, જેસા ઠગના બજારકા,
આયા તિરથ કર દ્વારકા છાપા લીયાસો ક્યા હુવા.

કુત્તા ભયા અમાલકા, ધંધા કીયા જંજાળકા,
હીરદા ભયા ચંદાળકા. કાશી ગયેસે કયા હુવા,
જીતે પીતાકુ સુખ નહિ મુવે હાડ ગંગા લે ગયા,
નીર ચુનકે પીડારચા તર્પણ કીઆશો કયા હુવા.
જોગી સંન્યાસી સેવડા સબ લાલ કપડે પહેરતા.
કછુ રંગમે મરમ નહી, કપડે રંગેસે કયા હુવા.
કાજી તો કલમા છોડ કે, નશીઅત દેતા ઓરકુ
કુછ અપને તનકી ગમ નહી, કાજી ભયે સો કયા હુવા.
પંડિત પોથી વાંચ કે, ઘરઘર સુનાતા ઓ ફીરે,
અપના કરમ બાંચા નહી, પંડિત ભયા સો કયા હુવા.
જ્ઞાનીસે ઝગડો ભલો અજ્ઞાનીસે કયા બોલના,
કહે **કબીર** રહેણી નહિ, કહેણી કહે સો કયા હુવા.



## છંદ ૧૬૪ મો.

રાજા ભતૃહરીને વૈરાગ આવવાથી દીક્ષા લેવા ગુરૂ ગોરખ નાથ પાસે ગયા તેના કહેવાથી પોતાની રાણી પાસે ભીક્ષા લેવા ગયા તે વખતનો રાણીનો વિલાપ તે નીચે પ્રમાણે ભેખ લઇ માંગે છે.



ગલે બીછ દાલી કફનીને લીયો જોગીકો બેસ, ભભૂત
લગાઇ મોલે ચઢ ગયો, મોલે અલેક જાગાઓ, અલેક

જગાયો બાદલ મેલમેં, ભીક્ષા દો મોરી માઇ, મેરીરે
સુરતા લગ ગઇ જોગમેંજી. ૧

રાજા ઘેલોરે બન ગયો રાજા બાવરો અકકલ કયુંરે
ગુમાઇ, પરણી રાણીકું મૈંયા મત બોલો, જુગ જુગ લાગે
અપરાધ; જોગી મત હોના રાજા ભરથરી. ૨

રાણી નહીંરે ઘેલો ન બાવરો, ન મેરી અકકલ
ગુમાઇ, રાજા હતો મેં રાણી કહેતો જોગ લીયો મેરી માઇ,
તું તો માઇને હુંતો દીકરો, લાગે ધરમકી માઇ, મેરીરે
સુરતા લગ રહી જોગમાં. ૩

રાજા મરીરે જાજો તારો સદ્દગુરૂ, એશો બતાયો જ્ઞાન,
જ્ઞાન બતાવી જોગી કર્યો બાળ્યો રાણીનો અવતાર,
હજીરે સમજો રાજા ભરથરી. ૪

રાણી ગુરૂકુ ગાલી મત દેના, દેના કર્મોકુ દોષ, કરમ લખ્યા
લેખ નહી મીટે. મીટન વાળો ન કોઇ ચલતી વિધાતાએ
એમ લખ્યું, કર્મે માંડેલા જોગ, કાયકુ કલ્પે રાણી પીંગળા. ૫

રાજા જનમ જોગી તુંને જાણુતી. કન્યા રેતી કુંવારી,
કોરી ગાગર બેડા પૂજતી, કરતી સુરજની સેવા, વ્રત કરી
વર માંગતી, માનો વચન હમારા, વચન માનો રાજા ભરથરી. ૬

રાણી દાટેલા ધન કદી ભુલીએ; કર્મ વાંચ્યો કેમ જાય,
કાગળ હોય તો નામા વાંચીએ કર્મ વાંચ્યા કેમ જાય,
લખ્યો ઇશ્વરનો નહીં મટે, મીટન વાળો ન કોઇ,
કાયકુ કલ્પે રાણી પીંગળા. ૭

રાજા સોનુંરે જાણી તારો સંગ કીધો, કર્મે નીવડો કઠીર કાયા વટાળી મારૂ સત ખોયું, સાસો, પડયોરે શરીર, તું જરે મુરખને પાને પડી, એળે જાયે અવતાર,
હજીરે સમજો રાજા ભરથરી. ૮

રાણી કબકે ખડા બાદળ મેલમેં, ભીક્ષા દે મેરી માઇ, રવિ બાદળકી ધુંપા પડા, જોગી ખડા એ દરબાર કાયકુ
કલપે રાણી પીંગળા. ૯

રાજા તમેરે જોગી ને હું જોગણી, ચાલુ તમારી સંગાત, ધુણીરે પાણીની સેવા કરૂં, પુજું ભરથરી નાથ,
સંગે લઇ ચાલો રાજા ભરથરી. ૧૦

રાણી સંગે ચાલે મારૂ સત્ ઘટે, ભેખ લાજે હમારો, દુનિયા કહેશે બાવો ઘરબારી, એટલા પ્રાયશ્ચિત લાગે, ગુરૂરે કહેશે ચેલો લાલચુ, ભીક્ષા દે મેરી માઇ, મેરીરે
સુરતા લગ રહી જોગમાં, ૧૧

રાણી ધનરે માલકી સાયબી, મોતી ભર્યાં છે ભંડાર, ખાઓ પીઓને દોલત વાપરો, કપડે પહેરો દીનમેં ચાર, મનસા સરખો ઉત્તમ પ્રાણીઓ, નહી આવે બીજી વાર,
કાયકુ કલપે રાણી પીંગળા. ૧૨

જલોરે બળો તારી સાયબી, મોતી ધરી દેને લાય, કે પર કરૂં ઇતની સાયબી કે પર કરૂંરે ગુમાન.

પૃથ્વી પાલન જોગી થઈ ચાલ્યો, શહેર તો પડયુંરે ઉદાસ,
જે ઘેર નોબત બાજતી, હોત છતરીસ રાગ, તે તો
મ્હેલ તારા ખાલી પડયા, બેઠા લાંઘે છે કાગ, જોગી
મત હોના રાજા ભરથરી. ૧૩

રાજા મઢી બનાવું બાદળ મેલમેં હું કરૂં તમારી સેવા,
શીવની ઘોડે તમને પૂજીએ, બેઠા રોને સ્વામીનાથ,
હજુરે સમજો રાજા ભરથરી. ૧૪

રાણી ઠમકે ખડા બાદલ મેલમેં, ભીક્ષા દો મેરી માઇ,
જઇને સેવું ગોરખનાથને, લખ્યું કરમને માંહ્ય. મેરીરે
સુરતા લગ રહી જોગમાં. ૧૫

પરણી રાણીકુ મઇયા મત બોલો, જુગ જુગ લાગે
અપરાધ, કોડીઓ બન ગયો રાજા ભરથરી. ૧૬

રાણી પેલારે જુગની સ્ત્રી, આ જુગની તું માઇ,
રાજા હતો મે રાણી કહેતો, જોગ લીયો મેરી માઇ,
તુંતો માય ને હું પુત્ર તેરો, લાગે ધરમકી માઇ,
મેરીરે સુરતા લગ રહી જોગમેં. ૧૭

રાજા બાણુ લક્ષ દુજે ઘેર માળવો સત્તરસો ગુજરાત,
નવલખ હાથીના સાહ્યબી ઘોડા અસંખ્ય અપાર,
તખ્ત કહીએ ઉજ્જન શહેરમેં, ગઢ ઉજ્જનના તે રાજા
એટલું છોડી જોગી કેમ થવાયજી. ૧૮

રાણી એટલી લાલચ મત દેના, લાગે ધરમકી માઇ,
એટલી સાહ્યબી કર્મથી ઉતરી, લાગ્યુ ધુનિ સાથે ધ્યાન,
મેરીરે સુરતા લગ રહી જોગમાં ૧૯
રાજા નવ ખંડે જાશે નામના, લાજી જાત પ્રણામ.
ઇંદ્ર રાજાનો તું તો દીકરો, લજવ્યા માનેરે બાપ,
સાસુને પેટ પત્થર નહી પડયો, સાસુ રહી નહીં કેમ વાંઝ
બાળરે રંડાપો મને દઈ ચાલ્યોજી ૨૦
રાણી રોતી કકળતી ભીક્ષા દેવે, લેના ભરથરી નાથ,
ભીક્ષા લઇ ત્યાંથી ચાલીઓ, આવ્યો ગુરૂની પાસ,
લેવરે ગુરૂજી ભીક્ષા લાવીઓજી. ૨૧
રાજા ક્ષીપા નદીના ઘાટ પર મુંડયા ભરથરી નાથ,
ચોટી કાપીને ચેલો કર્યો, શીરપર ધર્યો અંબર પંજો,
જુગમેં જીવો રાજા ભરથરી. ૨૨
જોગીરે બનકે ઉઠ ચલો, આસન પડ રહી ભભૂત,
હુકમ હુવો હીંગળાજકો, જોગી તરત બનાયો,
ઘટમેં વસી માઇ કાળકા, જાકો મરમ ન પાયો,
જુગમેં જીવો રાજા ભરથરી. ૨૩
ગંગા તીરે તમે ઘર કરો, નાઓ નીર્મળ નીર,
દત્ત વિના કયાંથી પામીએ, બોલે દાસ કબીર,
જુગ જુગ જીવો રાજા ભરથરી. ૨૪



## છંદ ૧૬૫ મો. કવાલી

(વ્યસની લોકોને શીખામણની આ કવાલી લગી છે)



મારો તો મંનને મારો, તરીને બીજાને તારો,
આપવું તો જીવતદાને, લેવું તો જ્ઞાનીનું જ્ઞાને
કરો તો સંગત સારો, મુકો તો સોબત નઠારો,
મારો તો મનને મારો. ચોક ૧
પાપી જીવ હીંસાના ભોગી, નર્કના થઈ પડે જોગી;
સર્વે જીવ છે બંધુ મારો, માલિક એથી એક પ્રિતમ પ્યારોઃ
મારો તો મનને મારો. ચોક ૨
ખાનારા સમજો માંસહારી, ખાશો નહી માછલી મારી;
મુકી દો ખોટા વિચારો, કરો તો સંગ ઉંચનો સારોઃ
મારો તો મનને મારો. ચોક ૩
મુકો તો હવે દારૂને માંસે, બચાવો જીવનો થાશે;
થશે પૈસાનો વધારો, જગતમાં સૌ કહેશે શારોઃ
મારો તો મનને મારો. ચોક ૪
ખોટું તમે લેશો નહીં માની, હું તો કહુ દેશી ભાઈ જાણી;
તરવાનો સૌનો એક આરો, સમજી મન કરવો સુધારોઃ
મારો તો મનને મારો. ચોક ૫
અસલની રૂઢી દ્યો મુકી, જસો નહીં આ સમો ચુકી;
નીચ ઉંચ થવાનુ ધારો, અમીચંદ કહે વિચાર શારોઃ
મારો તો મનને મારો. ચોક ૬



## આરતી છંદ ૧૬૬ મો.

જય ખપ્પર ધારી, મા જય ખપ્પર ધારી,
અનેક દૈત્ય મા હણ્યા; અનેક દૈત્ક મા હણ્યા.
છે તું સુખકારી ધંન ધંન ધંન અંબે. ૧

મોહીત કરી મધુકૈતભ કીધા રણ પ્રાજે મા કીધા રણપ્રાજે
બ્રહ્માનું દુઃખ ભાંગ્યું, બ્રહ્માનું દુઃખ ભાંગ્યું,
થયા સૌના કાજે ધંન ધંન ધંન અંબે. ૨

દુર મુખ્ખમ ને મારી, કાળરે ચુર કીધો મા કાળ તે ચુર કીધો.
ચીક્ષુના લીધા પ્રાણ, ચીક્ષુના લીધો પ્રાણ;
મહીસાસુર બીધો ધંન ધંન ધંન અંબે. ૩

રૂપ ધરી અનેક મહિસાસુર આવે, મહિસાસુર આવે.
પાડો થઇ રણ ઉભો, પાડો થઇ રણ ઉભો.
યુદ્ધ મચાવે ધંન ધંન ધંન. અંબે. ૪

ક્રોધ કરીમાં ધસ્યા બન્યા વિકરાળે મા બન્યા વિકાળે.
ખડગ લઇ મા દોડયા; ખડગ લઇ મા દોડયા.
મહીસાસુર ઝાલે. ધંન ધંન ધંન અંબે. ૫

ક્રોધે બની વિકાળ, ચડયા બહુ રીસે.
મા ચઢયા બહુ રીસે મ:ચો મહીસાસુર.
ઉરાડયું શીષે ધંન ધંન ધંન અંબે. ૬

જય જય કરે સૌ દેવ બોલે દેવ વાણી,
મા બોલે દેવ વાણી.
બ્રહ્મા વિષ્ણું વખાણે, બ્રહ્મા વિષ્ણું વખાણે.
ઈંદ્ર તું રૂદ્રાણી. ધંન ધંન ધંન અંબે ૭

પુષ્પ વધાવે દેવ, પંચ શબ્દ ગાજે મા પંચ શબ્દ ગાજે
દેવતાના દુઃખ કાપ્યા, દેવતાના દુઃખ કાપ્યા.
આપ્યા મા રાજ્યે ધંન ધંન ધંન અંબે ૮

આરતી કરી આણંદે, જે કોઇ ગાસે,
મા જે કોઈ ગાશે.
સંકટ હરો મા તેના, સંકટ હરો મા તેના.
કરજો બરદાશે, ધંન ધંન ધંન અંબે. ૯

અલ્પ બુદ્ધિ અજાણ અમીચંદ તારો.
મા અમીચંદ તારો.
કૃપા કરીને હમને કૃપા કરીને હમને;
ભવ પાર ઉતારો. ધંન ધંન ધંન અંબે, ૧૦

## આરતી છંદ ૧૬૭ મો.



જય જય જગ કરતા, મા જય જય જગ કરતા
આરતી ઉતારે સેવક; આરતી ઉતારે સેવક, ભવના દુઃખહરતા
ધંન ધંન ધંન અંબે. ૧

આદ્ય શક્તિ તું આપ, તખ્તપર ગાજે, મા તખ્તપર ગાજે;
સજ્યા સોળે સણુગાર, સજ્યા સોળે સણુગાર, સીંહપર બીરાજે
ધંન ધંન ધંન અંબે, ૨

ધંન દીવસ મા આજ, થયું તારૂં દર્શણુ, મા થયું તારૂં દર્શણુ
સફળ થયો જનમારો, સફળ થયો જનમારો. કરૂં તમને
વંદન ધંન ધંન ધંન અંબે. ૩

ઘનનન બાજે ઘંટ ઝાંઝના ઝમકારે, મા ઝાંઝના ઝમકારે,
નોબતવાગે ગીરગીરતાલ નોબત વાગે ગીરગીરતાલ,શોભાઅપારે
ધંન ધંન ધંન અંબે. ૪

અખંડ ભોવનના ઇશ તમે છો માતા, માં તમે છો માતા.
અનેક નામે એકજ; અનેક નામે એકજ, તું ચંડી માતા.
ધંન ધંન ધંન અંબે. ૫

યુદ્ધ કીધું શુંભ સાથે, લડતી શકિત રણમાં
લડતી શક્તિ રણમાં શુભ, વચનથી ખેંચી કીધું આકર્ષણ,
ધંન ધંન ધંન અંબે ૬
થઇ એક રૂપ યુદ્ધ કરીને, શુંભના લીધા પ્રાણે; મા શુંભના,
લીધા પ્રાણે
દેવતાને રાજ આપ્યાં, દેવતાને રાજ આપ્યાં થયાં અંતર ધ્યાને
ધંન ધંન ધંન અંબે. ૭
તું હોમ સોંહોમ સુનકાર. સચરાચર વ્યાપી,
મા સચરાંચર વ્યાપી અમીચ દકહે સેવક; અમીચંદકહેસેવક
તુંહી તુંહી મા વ્યાપી, ધંન ધંન ધંન અંબે. ૮





## છંદ ૧૬૮ મો.

અમે જઇએ ઘેર, અમે જઈએ ઘેર, માજી રાખજો મેહેર
બાળક કહે ત્હારો. હમે જઇએ ઘેર,
આજ આણુંદની હેલી થઇમા છંદ ગાયા ઉમંગે;
ભક્ત મંડળી ભેળી થઇ કહે સદા રાખજો રંગે.
ચાલે ખુબ લેહેરે, અમે જઇએ ઘેર.—ટોક ૧

ઘેર જાઉં ઘેર જાઉં કહીએ ખરા પણ મન મારૂ નહી માને
ચડી ખુમારી માજી નામની, છંદપર લાગ્યું ધ્યાને
કહું બેર બેરે–અમે જઇએ ઘેર.—ચોક ૨
કામ કાજ તો કરવા જગતના પાપી પેટને સારૂં
સંસારનું સ્વપ્ન જુઠું જાણે જે તે તો ધ્યાન ધરે તારૂ મુરખ
કરે ઝેરે અમે જઇએ ઘેર.—ચોક ૩
હાથ જોડી હું અરજ કરી કહું મારી વીનંતી કાન ધરજો
સંકટ કાપી સરણે રાખી, આવ્યાં વીઘ્ન દુર કરજો
અમીચંદ તેરે. અમે જઇએ ઘેર.—ચોક ૪



# કર્તા તરફથી બહાર પડેલા પુસ્તકો

અંબાજીના છંદ (આવૃતિ આઠમી) કીં. ૦-૧૦-૦
ચંડીપાઠ ( પ્રથમ મધ્યમ તથા ઉત્તર
ચરીત્ર અને છંદ સાથે).........કીંમત ૦–૬–૦
સંકટ હરાણુ ગરબાવળી કીંમત ૦–૪–૦
દુઃખહરણ.....................કીંમત ૦–૨–૦
સાધુના સમાગમથી નીચની મુક્તી
( છંદ સાથે)...................કીંમત ૦–૧–૦

## ઉપલાં પુસ્તકો મળવાનું ઠેકાણું

(૧) કર્તાને ત્યાંથી શા. અમીચંદ મોતીચંદ ઝવેરી
આમલીરાન (વાડી) સુરત.
(૨) શ્રી સુરત અંબા માતાના ટકોરખાનાની નીચે
ઘી વાળાની દુકાને.
(૩) બાલુભાઈ કસનદાસ બુકસેલર નાણાવટ સુરત.
(૪) લલ્લુભાઈ નારણદાસ [illegible]સેલર લીમડાચોક સુરત.
(૫) શ્રી નટવર પ્રિન્ટીંગ પ્રેસ સેન્ડહર્સ્ટ રોડ
સંઘવી સદન, મુંબઈ નં.–૪

તા ક.—બહાર ગામને માટે ટપાલ ખર્ચ જુદો.